# GUJARATI KAHEVAT SANGRAHA

OR

A COLLECTION OF GUJARATI PROVERBS

BY

(The Late) ASHARAM DALICHAND SHAH

SECOND EDITION

2000 COPIES

# ગુજરાતી કહેવત સંગ્રહ

તથા

## પ્રાચીન દોહરાઓ, સાખીઓ ઇત્યાદિ

કર્તા

સ્વ. આશારામ દલીચંદ શાહ

ત્રીજી આવૃત્તિ

પ્રત ૨૦૦૦

વિક્રમ સંવત ૧૯૯૨ સને ૧૯૩૬



—આશારામ દલીચંદ

**જન્મ**
વિ. સં. ૧૮૯૮ મહાશિવરાત્રી,
(તા૦ ૮-૨-૧૮૪૨)

**અવસાન**
વિ. સં. ૧૯૭૭ ફાલ્ગુન વદ ૩.
(તા૦ ૨૬-૩-૧૯૨૧)

# અર્પણપત્રિકા

**અખંડ પ્રૌઢપ્રતાપી વૈકુંઠવાસી મહારાજા**
**ઠાકોર સાહેબ શ્રીમાન્ રવાજી સાહેબ,**
**સંસ્થાન મોરબી.**

**જે શ્રીમાન્ મહારાજાશ્રીએ**

વિક્રમ સંવત્ ૧૮૮૪ ના શ્રાવણ શુકલ પક્ષની અષ્ટમીને દિવસે મયૂરપુરી (મોરબી)માં જન્મ લીધો, વિક્રમ સંવત્ ૧૯૦૨ માં પૂજ્ય પિતા મહારાજા ઠાકોરસાહેબ શ્રીપૃથિરાજજીનો સ્વર્ગવાસ થવાથી રાજ્યનો ભાર પોતાના શિરપર લીધો, અને એવા પ્રકારનું રાજ્યનીતિજ્ઞપણું તથા કાર્યકુશળતા દર્શાવ્યાં કે, એજન્સીના અમલદારો, ભાયાતો અને પ્રજાજનો સંતોષ પામ્યા.

રાજ્યની આબાદી વધારી, આમદાની વધારી, રાજ્યવૈભવ વધાર્યો, રેવન્યુ ખાતું સુધાર્યું, રૈયતને વાજબી ન્યાય મળે એવાં ધોરણો બાંધ્યાં, અને લોકોના જાનમાલનું રક્ષણ એવું ઉત્તમ પ્રકારનું કર્યું કે, **મોરબી** વેપારનું મોટું મથક થયું, આ આબાદીના પરિણામે રાજ્યની તીજોરી પણ તર થઈ.

રાજા એ પ્રજાના માતાપિતા છે, એમ માનીને પ્રજાપર પ્રીતિ ધરાવનારાઓ, પ્રજાના કલ્યાણમાં સર્વદા પ્રસન્ન રહેનારા, એવા સર્વ શુભગુણસંપન્ન મહારાજાશ્રીની સેવા બજાવવાની મને તક મળી. શ્રીમાન્ મહારાજાશ્રીની મારા પર કરૂણાદૃષ્ટિ હતી, એ કૃપા કરૂણાદૃષ્ટિ વડે કરીને નિરંતર મારી સંભાળ લેતા. પિતાશ્રીની પેઠે ભાવ રાખતા. એવા શ્રીમાન્ મહારાજાશ્રીનો વિક્રમ સંવત્ ૧૯૨૬ ના માહા શુકલ પક્ષમાં વૈકુંઠવાસ થયા છતાં એ ઉપકારનું સ્મરણ હજુ સુધી જેવું ને તેવું રહ્યું છે ને મારી જીંદગી સુધી કાયમ રહેશે. એ સઘળા આભારના યત્કિંચિત્ સ્મરણ માટે આ લઘુ પુસ્તક એ પ્રતાપી વૈકુંઠવાસી મહારાજાશ્રી ઠાકોરસાહેબ શ્રીરવાજી સાહેબને પ્રેમપૂર્વક અર્પણ કરીને આનંદ પામું છું. શ્રીપરમાત્મા વૈકુંઠવાસી મહારાજાના પવિત્ર આત્માને શાંતિ આપો. તથાસ્તુ.

શાહાપુર અમદાવાદ,
વિજયાદશમી સં. ૧૯૬૭. } **આશારામ દલીચંદ શાહ**

# પ્રસ્તાવના

## (પહેલી આવૃત્તિ)



"કહેવત એટલે ડહાપણવાળા મનુષ્યોનાં વચનબાણ"
(હર્બર્ટ)

દુનિયાંની દરેક ભાષામાં વધારે ઓછી કહેવતો એટલે ઉખાણા હોય છે, અને કહેવતોના અર્થ જૂદા જૂદા વિદ્વાન્ અને અનુભવી લેખકોએ જૂદા જૂદા કીધા છે તે છતાં તેમાંથી સામાન્ય અર્થ તો એકનો એક જ નિકળે છે. કહેવત એટલે શું? જવાબ એટલો જ છે કે "પરંપરાથી[1] લોકોમાં કહેવાતાં બોધરૂપ, દૃષ્ટાંતરૂપ વાક્યો કે વચનો."

દરેક ભાષામાં લખાણોની શરૂઆત નહોતી થઇ તે પહેલાંથી જ પ્રજાનો અનુભવ અને ડહાપણ કહેવતો દ્વારા બાહાર પડ્યાં છે. એ કહેવતોરૂપી ડહાપણ એક માણસને મ્હોડેથી બીજા માણસને મ્હોડે એક જમાનાથી બીજા જમાનામાં વારસા તરીકે ઉતરતું આવેલું છે.

રીતભાતો, આચાર, વિચાર, ધર્મશ્રદ્ધા, વેહેમો અને નીતિરીતિ ઉપર તે પ્રજાની કહેવતો પ્રકાશ પાડે છે. પ્રજાની ઉપર જે ચીજે વધારે અસર કીધી હોય છે, તે કહેવતો મારફતે પ્રકટ થાય છે.

નહિ લખેલા કાનુનો અને પાઠો તરીકે ઘણાક ઉપયોગી હુન્નરઉદ્યોગની ચાવીઓ તરીકે કહેવતો એક મ્હોડેથી બીજે મ્હોડે અને એક જમાનાથી

---

૧ કહેવતોના અર્થ યુરોપીઅન વિદ્વાનો આપણને નીચે પ્રમાણે સમજાવે છે
"તત્ત્વજ્ઞાનના ખંડેરોમાંથી ચુંટી કહાડેલા કકડાઓ, બચાવેલા ચોસલાંઓ.
(એરિસ્ટોટલ)
"પ્રાચીન વખતના ટુંકાં વચનો જીંદગીમાં વપરાયેલાં તે કહેવતો. (એગ્રીકૂલા)
"ડહાપણના કડકા." (લોર્ડ ડીઝરાયેલી)
"લાંબા ડહાપણમાંથી ખેંચી કાઢેલા ટુંકા વાક્યો." (સરવેન્ટીસ)
"લોકોથી વારંવાર બોલાતાં ટુંકાં વાક્યો." (ડોકટર જોનસન)
"કર્તા વગરના વાક્યો." આર્ચબીશપ ટ્રેન્ચ)
"લોકોની વાણી." (હોલેવ)
"વિચારના તત્ત્વનું આકરૂં વચન." (ટપ્પર)
"એક માણસની સમયસૂચકતા અને ઘણાનું ડહાપણ." (એમર્સન)

બીજા જમાનામાં ઉતરવા લાગી તેથી આપણે માનીશું કે કહેવત એટલે માણસાઇ સ્વભાવ અને દુનિયાઈ ડહાપણનો સીક્કો છે, અને જે શીક્કો પ્રજા એકમતે જમાનાના જમાના સુધી સ્વીકારે છે તે જ કહેવત કહેવાય. લોકમત ને લોકપસંદગીવાળાં વચનો જ કહેવત ગણાય છે. જે વચનો લોકોને મ્હોડેથી બોલાઇચવાઇને પ્રજામાંથી પસાર થયાં નથી તે વચનો કહેવત તરીકે ગણાય જ નહિ.

કહેવતો એ પ્રજાનો સીક્કો અથવા થાપણ છે અને એ થાપણ પુસ્તકના આકારમાં નવી પ્રજાને માટે જાળવી રાખવી એ એક લાભકારી કામ છે.

કહેવતનો ઉપયોગ કેળવાયેલા વર્ગ કરતાં વગર કેળવાયેલાં માણસો વિશેષ કરે છે, એમ દુનિયામાં જાહેર થયું છે, અને તેથી આ ટુંકા આકારમાં સમાયેલું જે ઊંડું ડહાપણ એક પ્રજાના સામાન્ય ડહાપણની ચાવીકુંચી ગણી શકાય. તે ડહાપણ જુના લોકોના અનુભવનું સત્ત્વ છે. એ નવી પ્રજાના ઉપયોગ માટે સંગ્રહ કરી રાખવાની આવશ્યકતા છે. દુનિયાની દરેક ભાષામાં થોડી વધારે કહેવતો ચાલે છે ને તેનો વપરાસ ચાલતો આવેલો છે, પણ એ સઘળી ભાષાઓ કરતાં સ્પેનિશ ભાષામાં કહેવતોનો ભંડોળ વિશેષ છે, અને તેનો ઉપયોગ પણ બીજી પ્રજા કરતાં એ લોકો વધારે કરે છે.

જે પ્રજા આનંદી, ઉત્સાહી અને અનુભવમાં આગળ વધેલી હોય છે, તે પ્રજામાં કહેવતો વધારે જન્મ લે છે ને વધારે ઉપયોગમાં આવે છે.

કહેવતો એ માણસાઇ ડહાપણનો નમુનો છે, અને એ ડહાપણનો નમુનો અનેક ભૂલચૂકની આપણને ચેતવણી આપે છે, અને તેથી કહેવતોનો લક્ષપૂર્વક અભ્યાસ કરવામાં આવે તો આ સંસારમાં સંપૂર્ણ સુખ ભરેલી જીંદગી ભોગવવાને મનુષ્ય શક્તિવાન થઈ શકે એમાં કાંઈ સંદેહ નથી, કારણ કે મનુષ્યની જીંદગીમાં કેમ વર્તવું, પારકાઓના સંબંધમાં કેવી રીતે તપાસી સાવચેતી રાખીને ચાલવું, તે આપણને કહેવતોજ શિખવે છે.

માણસની જીંદગીમાં ઉઠતા તરેહવાર સવાલો અને મુશ્કેલીઓ શાંત કરવા માટે નવીનવી સૂચનાઓ, શિખામણો તથા સાવચેતીના ધડાઓ, આપણને કહેવતો પૂરા પાડે છે.

કહેવતોની ખુબી કે જેથી આપણા મન ઉપર વારંવાર અને ઉંડી અસર થાય છે, તે તેઓની અંદર સમાયેલું ડહાપણ છે. આવું ડહાપણ જે ભાષા વિશેષ ધરાવે તે ભાષા ભાગ્યશાળી હોવી જોઇએ, અને આવી ભાષાનો ઉપયોગ કરવાને બીજા શીખે તેમ જો કેળવાયેલો વર્ગ કરે તો તે બેશક વધારે ખીલી શકે.

Disrael *says: "Proverbs embrace the wide sphere of human existence, they take all the colours of life, they are often exquisite strokes of genius, they delight by their airy sarcasm or their caustic satire, the luxuriance of their humour, the playfulness of their turn and even the elegance of their imagery, and the tenderness of their sentiment. They give a deep insight into domestic life and open for us the heart of man, in the various states which he may occupy. A frequent review of proverbs should enter into our readings; and although they are no longer the ornaments of conversations, they have not ceased to be the treasures of thoughts."*

કહેવતો એ મનુષ્યનું અસ્તિત્વ બહોળા ભાગમાં દર્શાવે છે. જીંદગીના જૂદા જૂદા સઘળા રંગ તે ગ્રહણ કરે છે. કહેવત એ અક્કલના સર્વોત્તમ ટકોરા છે, એજ તેમની હવાઈ[1] નિંદા અથવા તિરસ્કારથી આનંદ આપે છે. એમાં રહેલી રમૂજની વિપુલતાથી તથા તેમના સારના મરોડથી રમતગમત થાય છે, તેની બનાવટની શ્રેષ્ઠતાને લીધે તથા તેમાં રહેલાં સત્વની નરમાશને લીધે પણ આનંદ આપે છે.

કહેવતો ઘરસંસારના વ્યવહારનું ઊંડું જ્ઞાન આપે છે અને માણસો જીંદગાનીની જૂદીજૂદી સ્થિતિ ભોગવે છે તે સર્વમાં માણસનું અંતઃકરણ આપણે માટે ખુલ્લું કરે છે.

કહેવતનું વારંવાર અવલોકન આપણાં વાંચનમાં આવવુંજ જોઇએ, અને વાતચીતનો શણગાર એ હવે કહેવત તરીકે નથી, તોપણ વિચારનો ખજાનો તો છે, છે ને છેજ.

લૉર્ડ ડિઝરાયલી

આપણી ગુજરાતી ભાષામાં કહેવતોનો ભંડોળ બીજી ભાષાઓની માફક સારો ભરેલો છે, અને એ કહેવતોનો અહીંતહીં છિન્નભિન્ન થયેલો વેરાઈ પડેલા ખજાનાનો જો સંગ્રહ કરવામાં આવે તો પ્રજાને આશિર્વાદ રૂપ થઈ પડ્યા વિના રહેજ નહિ.

ગુજરાતી ભાષામાં આજ સુધીમાં કહેવતોના નાના મોટા સંગ્રહ પુસ્તકના આકારમાં પ્રગટ થયા છે, તે છતાં હજુ ઘણી કહેવતો જનસમૂહને મ્હોડે બોલાય છે; ને તે અપ્રસિદ્ધ રહી ગયેલી જણાય છે. જનસમૂહને મ્હોડે રહેલી એવી કહેવતો જો ખરો ઉત્સાહ, ખરી ખંતથી એકઠી કરવામાં

૧ હવાઇ=હવાના જેવી.

આવે તો ગુજરાતી ભાષામાં કહેવતોનો બેશક વધારો થાય અને એ વધારો સૌને (નવી પ્રજાને આશિર્વાદ રૂપ) ઉપયોગી થઈ પડે, એમાં કશો શક નથી. એવા ઇરાદાથી આ નાનો સંગ્રહ બહાર પાડવામાં આવ્યો છે.

કહેવતોની કિંમત વિદ્વાન્ અને લેખક માણસોજ જાણે છે. કહેવતો એ વિદ્વાન્ માણસોના મ્હોડામાંથી નીકળેલાં વચનબાણ છે. એ વચનબાણ જે મનુષ્યના હૃદયમાં વાગે છે, તેને અસર કરે છે. અને તેથી ભાષણોમાં તથા લખાણોમાં કહેવતો બહુ બહુ કામ કરે છે.

કહેવત વગરની ભાષા રસકસ વગરની, લુખી લાગે છે. કહેવતથી ભાષણો ને લખાણો ઝમકદાર, રસદાર લાગે છે. "હૉવેલ" કહે છે કે, "આપણે લોકવાણીને દેવવાણી કહીએ છીએ, ત્યારે કહેવતો એક લોકવાણી વગર બીજું શું છે? તે પહેલવહેલી ઘડાઈ અને પછી લોકોની પસંદગીથી વાતચીતમાં ફેલાણી, તેથી તેના વજન અને વધારામાં શ્રેષ્ઠતા હોવી જોઇએ.

આરબી કહેવત છે કે, "જેમ નીમક વગરનું ભોજન લુખું તેમ કહેવત વગરની ભાષા લુખી" એ યથાર્થ છે. નીમક વગરનું ભોજન ફીકું લાગે છે, તેમ કહેવત વગરનાં ભાષણો અને લખાણો ફીક્કાં નિરસ લાગે છે. ગમે એવું ભોજન હોય, પણ નીમક વગર સ્વાદદાર લાગતું નથી, તેમ ગમે એવું સુન્દર અને અલંકારયુક્ત લખાણ તથા ભાષણ કહેવતો વગર ઝમકદાર લાગતાં નથી. તેથી કરીને કહેવતોના અભ્યાસની બહુજ આવશ્યકતા છે.

કહેવતોનો અભ્યાસ પસંદ કરવા લાયક અને ઉપયોગી છે. માણસાઈ અનુભવ અને અવલોકનની કોઇ પણ શાખા એવી નહિ હોય કે જે કહેવતોમાંથી બાકી રહી હશે. આપણે આગળ જોઇ ગયા છીએ કે કહેવતો એ વિદ્વાન્ પુરૂષોનો અનુભવ અને ડહાપણનો સિદ્ધાંતસાર છે, અને એ સિદ્ધાંતસાર મનુષ્ય માત્રને બહુજ અસર કરે છે. અનુભવીઓના અનુભવથી સિદ્ધ થયેલાં એ વચનો છે. એ વચનો લાંબા વખતના પરિપકવ વિચાર અનુભવનો સાર માત્ર છે, અને તે કદાપિ અસત્ય હોતો નથી. તે બતાવવાને કેટલાંક સાધારણ કહેવતોની મતલબ આપણે ઉકેલીશું:

બાર કોષે બોલી બદલે, તરૂવર બદલે શાખા;
જાતે દાડે કેશ બદલે, લખણ ન બદલે લાખા.

"બાર કોષે ભાષા બદલે" તે કેટલે દરજ્જે સત્ય છે તેની આપણે તપાસ કરીશું. કાઠિયાવાડ ઇલાકામાં ગોહિલવાડ, હાલાર, ઝાલાવાડ અને સોરઠ એવા પ્રાંતો આવેલા છે. હાલાર પ્રાંતમાંથી "ળ" અક્ષરને કાઢી

મૂકવામાં આવ્યો છે. ળ ને બદલે એ લોકો "ર" અક્ષર વાપરે છે, જેમકે વારી, ગોરી, કારૂ, પીરૂં, ગાર, કરસીઓ વિગેરે. પછી એ પ્રાંતમાં જામનગરમાં "શ"ને ઠેકાણે "સ" વપરાય છેઃ જેમકે, "શું"ને ઠેકાણે "સું;" જઈશુંને બદલે જઇસું; "આવીશું" ને ઠેકાણે "આવીસું." ગુજરાતમાં કહુડી, કહાડવું, કહેવાય છે, ને એ પ્રાંતમાં કઢી, કાઢવું ઇત્યાદિ વપરાય છે.

ઝાલાવાડમાં ક, ખ, ગ, ઘ કુટાઇ ગયા છે. આ અક્ષરોને બદલે કેટલાક ઠેકાણે ચ, છ, જ વપરાય છે; જેમકે, "કીકો" ને બદલે "ચીકો," "કાકી" ને બદલે "ચાચી," "ક્યાં" ને બદલે "ચ્યાં;" "ખીચડી" ઠેકાણે "છીચડી;" "ખીંટી" ને બદલે "છીંટી;" "ઘી" નં ઠેકાણે "ઝી."

ગોહિલવાડમાં ચ, છ ને બદલે "સ" બોલાય છે; જેમકે, ચાહ ને ઠેકાણે "સાહ;" "ચોટલી" ને ઠેકાણે "સોટલી;" "ચાર" ને ઠેકાણે "સાર" વિગેરે. સોરઠમાં "છું" ને બદલે "છ" વપરાય છે; જેમકે, "જાયે છ," "આવેછ;" "મને" ઠેકાણે "હુને" લખાયબોલાય છે.

સુરત તરફ પણ "શ" ને ઠેકાણે "સ" બોલાય છે; વખતે "છું" "છીએ"ને બદલે છેડે "ચ" વપરાય છે; જેમકે, "આવેચ," "જાયેચ," "ખાયેચ." વળી ભૂતકાળનો પ્રત્યય યા વિગેરે તે આંહીની માફક ક્રિયાપદને છેડે નહિ મેલતાં વચ્ચે "ય" મૂકે છે; જેમકે, "આયવા," "લાયવા," "ઓયલા." વળી કેટલાંક વાક્યો વિચિત્ર રીતે બોલાય છે; જેમકે "બોલહો તો મારી લાખહો." તેમજ વડોદરા અને ચરોતર ભણી પણ કેટલાક શબ્દોમાં તફાવત પડે છે. ચરોતર તરફ "ગામ"ને બદલે "ગૉમ," "ઇ"ને ઠેકાણે 'એ,' જેમકે, "પીંપળા"ને ઠેકાણે "પેંપળો," "લીમડા"ને ઠેકાણે "લેમડો." મતલબ કે "બાર કોષે ભાષા બદલે" એ કહેવત ઉપલાં દૃષ્ટાંતોથી યથાર્થ ઠરે છે.

"લખણ ન બદલે લાખા" એ પણ સત્ય જ છે. જે ટેવ પડે છે તે ટળતી નથી. કૂતરાંની પૂછડીને ગમે તેટલી વાર સુધી ભોંયમાં દાટી કે રાખો, પણ પાંસરી ન થતાં છૂટી થાય કે વાંકી ને વાંકી જ રહેવાની.

"ભલાં ભવો નવ વીસરે, નગુણા ના'વે ચિત;
કાળી ઊન કમાણસાં, ચહડે ન દુજો રંગ."

અર્થાત ભલાં માણસો ભવોભવ વીસરે નહિ ને નગુણા એટલે ગુણ વગરનાં માણસો સ્મરણમાં પણ આવે નહિ; એટલે તેની યાદી પણ ન રહે.

કાળી ઊન, કમાણસ એટલે નઠારાં મનુષ્યોને ગમે તેવો રંગ ચહડાવીએ, પણ તેના પર બીજો રંગ ચહડે જ નહિ; જે રંગ છે તેનો તે જ રહે.

આવી રીતે કહેવતોમાંથી અનેક બોધ મળી શકે છે.

"તીન જનોકા સંગ ન કીજે, લંગડ, બુચડ, કાનેકા"

"લંગડો, બુચો ને કાણો" એ ત્રણેનો સંગ ન કરવો. મતલબ એ ત્રણેનો સંગ કરવાની જરૂર પડે તો તેનાથી સાવચેત રહેવું, કારણ કે તેમનામાં કાંઇક કપટભાવ પાથરવાની ને લોકોને છેતરવાની બીજા લોકો કરતાં વિશેષ કળા હોય છે.

કહેવતો સાધારણ રીતે બોલી જવાની નથી, પણ તેનો ખાસ અનુભવ કરવાનો હોય છે. અનુભવ અભ્યાસ વગરનો થતો નથી અને અભ્યાસ પણ ઉંડાણ યત્નથી કરવાનો છે. બાકી અર્થને બદલે અનર્થ પણ કહેવતોના અભ્યાસ વગર એકલા ગોખવાથી થાય છે.

"કાણીઆ નર કોક સાધુ, કોક નિર્ધન ટાલીઆ,"

કહેવત કહેવાય છે. તેનો અર્થ એવો છે કે, "જેના માથામાં ટાલ પડી હોય, તે કોઇક જ નિર્ધન હોય છે." મતલબ ટાલવાળો માણસ શ્રીમંત જ હોય. આ કહેવત સામુદ્રિક વિદ્યા પ્રમાણે જેના માથામાં સ્વાભાવિક "તાલ" હોય તેને જ માટે છે. તે ઉપર એક દૃષ્ટાંત છે કેઃ—

કોઈ એક માણસને સામુદ્રિક શાસ્ત્ર જાણનારાએ કહ્યું કે, "જેના પગમાં ઉર્ધ્વ રેખા હોય, તેના નસીબમાં ચઢનાને ઘોડું મળે." પણ તે માણસ મૂર્ખ હતો તેથી સામુદ્રિક શાસ્ત્રવેત્તાની કહેવાની મતલબ તે ન સમજ્યો. તે માણસના પગમાં ઉર્ધ્વ રેખા નહોતી તેથી તેણે એક લોઢાંનો ચીપિયો અગ્નિમાં લાલચોળ તપાવ્યો ને પોતાના જમણા પગમાં દબાવ્યો ને ઉર્ધ્વ રેખા સરખી નિશાની કીધી. માંસ બળી જવાથી કેટલાક દિવસો સુધી તેને બિછાનામાં રેહેવું પડ્યું ને અંતે પગમાં કાયમની ખોડ આવી, તેથી લાકડાંની ઘોડી વડે ચાલવાનો વખત આવ્યો. એક દિવસ તેને પેલો સામુદ્રિક શાસ્ત્રવેત્તા માર્ગમાં મળ્યો તેને પેલા મૂર્ખાએ કહ્યું કે, 'તમે મને તે દિવસે કહેતા હતા કે જેના પગમાં ઉર્ધ્વ રેખા હોય તેને બેસવાને ઘોડી મળે છે, તે મને કેમ ન મળી? મારા પગમાં ઉર્ધ્વ રેખા પાડી છે તે જુઓ.' શાસ્ત્રવેત્તાએ જવાબ દીધો, 'અમારૂં કહેવું કોઈ દિવસ અસત્ય ન જ ઠરે; તમને પણ તમારી ઉર્ધ્વ રેખાનું ફળ મળ્યું છે. જેવી તમારી ઉર્ધ્વ રેખા તેવું તેનું ફળ. જો સ્વાભાવિક ખરી ઉર્ધ્વ રેખા હોત તો તમને ખરી ઘોડી બેસવાને માટે મળત; પણ તમોએ તમારા પગમાં હસ્તકૃત ઉર્ધ્વ રેખા પાડી તો તમને જીંદગી સુધી હસ્તકૃત લાકડાની ઘોડી મળી છે તે લઇને ફરો.'

મતલબ, કહેવતનો ખરો ભાવાર્થ જાણ્યા વગર તેનો ઉપયોગ વ્યવહારમાં ન મૂકવો જોઇએ.

મારી જીંદગીમાં હું કાઠિયાવાડમાં ઘણાં અનુભવી માણસોના સમાગમમાં આવેલો હોવાથી કહેવતો અને સાખીઓ, દુહાઓ અને રાસડીઆઓ સાંભળવામાં આવતા અને એવા સાહિત્યની જિજ્ઞાસાથી તથા મારા મિત્ર ખાન બહાદુર બેજનજી મહેરવાનજી ડમરી તથા બીજા મિત્રોની પ્રેરણાથી આ નાનું પુસ્તક પ્રકટ કરવાનું બન્યું છે.

વાંચનાર જોઇ શકશે કે આપણી ગુજરાતી ભાષામાં અહીંતહીં વેરણ-છેરણ થઈ પડેલી કહેવતોને ચુંટી કાઢીને આવા આકારમાં ગોઠવવી એ કામ બનતા પ્રયાસથી કર્યું છે.

દરેક કહેવત કાંઇ ને કાંઇ કારણસર જન્મ લે છે, તેથી તેનું મૂળ જાણવાને દૃષ્ટાંતો હોય છે, પણ જો એ દરેક કહેવતોનાં મૂળ ઉકેલવામાં આવે. એટલે તેનાં દૃષ્ટાંતો આપવામાં આવે તો પુસ્તક બહુ મોટું થઈ પડે ને તેથી ફક્ત નમુના તરીકે કોઈ કોઈ કહેવતને લગતા ટુંકામાં દૃષ્ટાંતો યોગ્ય સ્થળે આપવામાં આવ્યાં છે.

કહેવતોની પાછળ સુભાષિત દુહાઓ તથા એવાં જ જાણીતા પુરૂષોનાં બોધદાયક શિક્ષારૂપ વચનો આપવામાં આવ્યાં છે તે વાંચનારને ઉપદેશરૂપ થઇ પડશે.

આ પુસ્તક ગુજરાતી ભાષા જાણનારને ઉપયોગી થઇ પડશે તો મને સંતોષ થશે.

વિજયાદશમી ૧૯૯૭,
શાહપુર, અમદાવાદ

આશારામ દલીચંદ શાહ

# બીજી આવૃત્તિ સંબંધે બે બોલ

આ પુસ્તકની પહેલી આવૃત્તિ સને ૧૯૧૧ માં પ્રસિદ્ધ થયા બાદ તેના સંબંધમાં જે જે અભિપ્રાયો દર્શાવવામાં આવેલા તે લક્ષમાં રાખી નવી આવૃત્તિ બહાર પાડતી વખતે તેમાં યોગ્ય સુધારો વધારો કરવાનો મ્હારા સદ્ગત પૂજ્યપિતાએ વિચાર રાખેલો. તે ઉપરાંત આ પુસ્તકના વિષયમાં પોતે એટલો રસ લેતા કે પોતાની વૃદ્ધાવસ્થા છતાં તેમાં બને તેટલો વધારો કરવાને તેમનો પરિશ્રમ ચાલુજ હતો. તેને પરિણામે ઘણી નવી કહેવતો, પ્રાસ્તાવિક દોહરા અને કોઈ કોઈ સ્થળે કહેવતને લગતી નવી વાતો ઉમેરતા ગયા. આ કામ પોતે ઘણા આનંદ અને આગ્રહથી કરતા તે તેમના પરિચયમાં આવનારાઓ સારી રીતે જાણે છે.

સંવત્ ૧૯૭૭ ની ફાલ્ગુન વદ ૩ તા૦ ૨૬–૩–૧૯૨૧ ને શનિવારે તેમનું અવસાન થયું ત્યાર પહેલાં ઉપર જણાવ્યા પ્રમાણે બીજી આવૃત્તિને સારૂ પોતાને હાથે લખેલા સુધારા વધારા બધા તૈયાર હતા.

એમની હયાતીમાં આ પુસ્તકની બીજી આવૃત્તિ પ્રસિદ્ધ થઈ શકી હોત તો એમને પોતાને ઘણો સંતોષ થયો હોત, એટલુંજ નહી પણ છપાવવાનું કામ એમની પોતાની નજર આગળ થવાનો લાભ પણ મળી શકત, પણ દૈવયોગે તે બની શક્યું નહી.

એમના સ્વર્ગવાસ બાદ થોડા વખતમાં હસ્તલિખિત પ્રત તપાસી જઈ તેને છપાવવા લાયક સ્થિતિમાં મુકવાનું કામ મ્હેં શરૂ કર્યું, અને ૧૯૨૧ ના સપ્ટેમ્બર માસમાં આ પુસ્તક ગુજરાતી પ્રેસમાં છાપવાને આપ્યું. હાલના સંજોગોમાં છાપખાનામાં પણ વિલંબ થાય છે તે પ્રમાણે આ પુસ્તકના સંબંધમાં પણ કેટલેક અંશે થયું છે.

છાપવાને માટે આ પુસ્તકની નકલ તૈયાર કરવામાં સ્વર્ગસ્થના વૃદ્ધ સ્નેહી. રા. ત્રિભુવન જગજીવન જાનીએ મ્હારા પિતાશ્રી પ્રત્યે તેમના પૂજ્ય ભાવથી શ્રમ લીધો છે તેને સારૂ તેમનો ઉપકાર માનું છું.

છાપવાના કામમાં બનતી સંભાળ રાખવા તથા વખતો વખત યોગ્ય સૂચનાઓ કરવા બાબત પ્રેસના માલેક રા. મણિલાલ ઇચ્છારામ દેસાઇનો આભાર માનું છું.

મ્હારા પિતાશ્રીના આગ્રહપૂર્વક લીધેલા શ્રમનું ફલ વાચક સમક્ષ મૂકતાં મને એમના અનેક ગુણો તથા ઉપકારોનું સ્મરણ થાય તે સ્વાભાવિક છે; મને માત્ર સંતોષ એટલોજ છે કે તેમના વાત્સલ્ય તથા અગણિત ઉપકારોનું ઋણ બીજી આવૃત્તિ પ્રસિદ્ધ કરવામાં મ્હારા ભાઇને મદદરૂપ થઈ યત્કિંચિત્ પણ ઓછું કરવા પ્રયત્ન કરી શકયો છું.

પેડર રોડ, મુંબાઈ
વિજયા દશમી, સંવત્ ૧૯૭૯

લલ્લુભાઈ આશારામ શાહ

# સાંકળીઉં




પાનું

૧ જુદા જુદા મથાળા નીચે વિષયવાર કહેવતો ... ૧ થી ૨૮૫

૨ કોઇ મથાળા નીચે આવી શકે નહીં તેવી અક્ષરવાર અનુ-
ક્રમમાં કહેવતો ... ... ... ... ૨૮૬–૩૯૧

૩ પ્રાસ્તાવિક દોહરા, વિગેરે નીચેના મુખ્ય વિભાગમાં... ૩૯૨–૪૨૬

૧ પ્રાસ્તાવિક ... ... ... ... ... ૩૯૨
૨ શુરવીરનું અંગ... ... ... ... ... ૪૨૬
૩ જુનાગઢના રાખેંગારની રાણી રાણકદેવીના સંબંધમાં
પ્રચલિત દોહરા વિગેરે ... ... ... ૪૨૯
૪ નીતિ ... ... ... ... ... ૪૩૨
૫ ધર્મ ... ... ... ... ... ... ૪૪૪
૬ પ્રેમ ... ... ... ... ... ... ૪૪૪
૭ મૈત્રિ... ... ... ... ... ... ૪૪૭
૮ શરીરના નાશવંતપણા વિષે ... ... ... ૪૫૨
૯ ચિંતા ... ... ... ... ... ૪૫૫
૧૦ વેરીનું ચાલે નહીં. ... ... ... ... ૪૫૫
૧૧ કવિ પ્રખ્યાત થઈ ગયા તે વિષે ... ... ... ૪૫૬
૧૨ ઇશ્વર મહિમા... ... ... ... ... ૪૫૬
૧૩ પરમેશ્વરનું ભજન તથા ચિંતવન ... ... ... ૪૫૭
૧૪ પરમેશ્વર ઉપર વિશ્વાસ–શ્રદ્ધા રાખવા વિષે... ... ૪૬૧
૧૫ સત્સંગ ... ... ... ... ... ૪૬૪
૧૬ પરનારી તરફ મોહ નહીં રાખવા સંબંધી ... ... ૪૬૭
૧૭ પતિવ્રતા નારીની રીત ... ... ... ... ૪૬૮

# જુદા જુદા વિષયવાર કહેવતોના મથાળાનું અક્ષરવાર સાંકળીઉં.*


| | સંખ્યા | નંબર | પાનું |
|---|---|---|---|
| અકર્મીનો પડીઓ કાણો. | ૨૧ | ૯ | ૮ |
| અક્કલ કોઈના બાપની છે. | ૮ | ૩ | ૪ |
| અક્કલનો ઉપયોગ કરવા સંબંધી. | ૭ | ૨ | ૧ |
| અક્કલ બળ કે પૈસા કરતાં વધારે ઉપયોગી છે | ૧૨ | ૧ | ૧ |
| અગ્નિ આગળ ઘી ઓગળ્યા વગર રહે નહીં. | ૮ | ૬૮૪ | ૨૫૫ |
| અજવાળી તો એ રાત. | ૯ | ૧૮૦ | ૧૦૪ |
| અજાણ્યો ને આંધળો બરાબર | ૮ | ૧૮૨ | ૧૦૪ |
| *અડબોથનો ઉધારો નહીં. | | ૮૦ | |
| *અડસઠ ભેગું બડસઠ. | | ૨૦૪ | |
| અણ બોલાવ્યો બોલે તે તરખલાને તોલે. | ૬ | ૪૦૧ | ૧૭૪ |
| *અતિ ભલા ન થતાં કાંઈ ટેડા રહેવું તે વિષે. | | ૬૬૬ | |
| અતિશયમાં સાર નહીં. | ૧૦ | ૧૭૮ | ૧૦૩ |
| અતિશે લાડથી છોકરાં બગડે. | ૧૧ | ૧૮૫ | ૧૦૬ |
| અતિ પરિચયાદનાદરો ભવતિ. | ૨૩ | ૧૫૮ | ૯૫ |
| અર્ધવસાનું માનવી, વીશ વસાનું લુગડું. | ૩ | ૧૮૮ | ૧૦૭ |
| અર્ધી મુકીને આખીને ધાય, તે અર્ધી પણ ખોઈ બેસે. | ૮ | ૧૭૬ | ૧૦૨ |
| અન્ન તેવા ઓડકાર | ૫ | ૧૮૬ | ૧૦૬ |
| અન્ન વસ્ત્ર ને આબરૂ એ ત્રણની તાણ. | ૧૯ | ૧૮૭ | ૧૦૬ |
| *અપવાસીને ઘેર ઢોકળાં | | ૧૦૯ | |
| અફીણના બંધાણીઓના સંબંધમાં. | ૮ | ૭૪૩ | ૨૮૨ |
| અબી બોલ્યાને અબી ફોક | ૧૫ | ૧૨ | ૧૦ |
| અવસર ગયે બુધ કયા કરની | ૧૬ | ૧૬ | ૧૩ |
| *અવસરે નહીં ભૂલતાં (અવસર સાચવી લેવા વિષે) | | ૧૭ | |
| અવળ ચંડી રાંડ જેવો | ૬ | ૪૦૯ | ૧૭૬ |
| *અશક્ય બાબતો.... | | ૧૦૯ | |
| અસી જવાન નરભવેત સાધુ, કુરૂપ નારી પતિવ્રતા. | ૯ | ૧૯૩ | ૧૦૯ |
| અળખામણો આંખના પાટા જેવો. | ૪ | ૨૩૧ | ૧૨૩ |
| આકૃતિર્ગુણાન્ કથયતિ. | ૫ | ૧૯૫ | ૧૧૦ |
| *આગ જલે તો જલકું કહું, જલ જલે તો કીસકું કહું. | | ૪૦૨ | |
| આગળ દોડને પાછળ છોડ. | ૫ | ૫૮૭ | ૨૨૨ |


* જ્યાં કહેવતોના અમુક સમુહને એક કરતાં વધારે મથાળાં આપેલાં છે ત્યાં પેહેલા મથાળા સિવાયના અન્ય મથાળાનું આ પ્રમાણે * સૂચક ચિહ્ન છે.

| | સંખ્યા | નંબર | પાનું |
|---|---|---|---|
| *આછકડાઈ સંબંધમાં. ... ... ... | | ૭૨૬ | |
| આટા વેચી ગાજર ખાવા. ... ... ... | ૬ | ૨૦૭ | ૧૧૫ |
| આદાની સુંઠ થઈ ગઈ છે. ... ... ... | ૪ | ૨૦૯ | ૧૧૬ |
| આદિ વેર સ્વાભાવિક વેર વિષે. ... ... | ૧૧ | ૪૦૪ | ૧૭૫ |
| આદુ ખાઈને લાગ્યો છે. ... ... ... | ૭ | ૭૩૪ | ૨૭૭ |
| આનંદની ઘડી. ... ... ... | ૭ | ૬૮૭ | ૨૫૫ |
| *આપ તેવું જગ વિષે. ... ... ... | | ૨૧૪ | |
| આપ બડાઈ હાંકવી. ... ... ... | ૮ | ૫૦૬ | ૨૦૩ |
| આપ ભલા તો જગ ભલા ... ... ... | ૮ | ૨૧૫ | ૧૧૭ |
| આપસમાન બળ નહીં, ને મેઘસમાન જળ નહીં. | ૧૫ | ૧૩૮ | ૮૪ |
| આપીશું, કાંઇ ધાલ્યા તો નથી? ... ... | ૬ | ૨૧૮ | ૧૧૮ |
| *આપે તેને રામ ... ... ... ... | | ૩૦૭ | |
| આભ ફાટ્યું ત્યાં ક્યાં થીંગડું દેવું ... ... | ૧૦ | ૨૧૯ | ૧૧૯ |
| આભડછેટ અંત્યજની જાણી, બ્રાહ્મણ વૈષ્ણવ કીધા ધણી. | ૧૭ | ૭૪૦ | ૨૮૧ |
| આમે ત્યારે એટલું ને ધાંયલે જમે કેટલું ... | ૧૮ | ૨૦૪ | ૧૧૪ |
| આવ સુહાગન લકડી, તેરા પડીયા કાજ ... | ૪ | ૫૭૭ | ૨૨૦ |
| આવી ભરાણા ભાઇ આવી ભરાણા ... ... | ૮ | ૨૧૦ | ૧૧૬ |
| આવી મળવા ને બેસાડી દળવા ... ... | ૨ | ૬૪૫ | ૨૪૩ |
| આવે ભાઇનો ભાઇ, તે ઉભો નેવાં સાહી ... | ૧૧ | ૬૭૬ | ૨૫૨ |
| આશકકા ઘર નાશિક, રંડીકા ઘર પુના ... | ૩૪ | ૬૨૬ | ૨૩૪ |
| આ શરીરને સારૂં રાખવા તથા સારૂં કેમ જણાય તે સંબંધમાં કહેવતો. ... ... ... | ૨૯ | ૬૩૬ | ૨૩૯ |
| આશીર્વાદનો એકે નહીં, ભેણેજાંના બે... ... | ૧૦ | ૩૭૨ | ૧૬૭ |
| આશીર્વાદ આપવાને વપરાતાં વાક્યો ... ... | ૧૧ | ૩૭૩ | ૧૬૭ |
| આશા અમર છે ... ... ... ... | ૮ | ૫૭ | ૪૩ |
| આળસ દરિદ્રતાનું મુળ છે ... ... ... | ૧૭ | ૭૦ | ૫૦ |
| ઇનસાફને હાથપગ નથી ... ... ... | ૬ | ૨૩૪ | ૧૨૪ |
| *ઇશક કાંઇ ઢાંક્યો રહે નહી ... ... ... | | ૨૬૫ | |
| ઇશક ઠંડાગાર થયા છે ... ... ... | ૧૦ | ૬૪૩ | ૨૪૨ |
| ઇશક આંધળો છે ... ... ... ... | ૨૩ | ૧૧૭ | ૭૫ |
| ઈશ્વરી ન્યાય એની મેળે ઉતરે છે ... ... | ૧૧ | ૩૦૬ | ૧૪૪ |
| ઈશ્વર ઈચ્છા આગળ મનુષ્ય નિરૂપાય છે. ... | ૯ | ૫૨૦ | ૨૦૭ |
| ઉકરડામાં સાંઢ સુતર્યો, તે શું જણાય. ... ... | ૧૧ | ૩૪૩ | ૧૫૭ |
| ઉઘરાણી કરવી તો આકરી કરવી. ... ... | ૨ | ૨૪૧ | ૧૨૬ |
| ઉંઘતો બોલે પણ જાગતો ન બોલે. (જાણી જોઇને.) ... | ૭ | ૨૪૨ | ૧૨૭ |

| | સંખ્યા | નંબર | પાનું |
|---|---|---|---|
| ઉંઘ બગાસું મોકલે ના બગાસા ઊંઘ ... ... | ૨ | ૨૪૩ | ૧૨૭ |
| ઉછેદીઆના આઠસો વારસ. ... ... | ૪ | ૫૬૦ | ૨૧૬ |
| ઉજળે લુગડે ડાગ લાગે. ... ... ... | ૮ | ૨૩૯ | ૧૨૬ |
| ઉજડ ગામની જમે શી ભરવી. ... ... | ૩ | ૭૪૭ | ૨૮૪ |
| ઉજડ ગામમાં એરંડો પ્રધાન. ... ... | ૬ | ૬૮ | ૪૯ |
| ઊંટનાં અઢારે વાંકાં ... ... ... ... | ૬ | ૨૪૫ | ૧૨૭ |
| ઊંટે કર્યા ઢેકા તો માણસે કર્યાં કાઠાં. ... ... | ૪ | ૨૪૭ | ૧૨૭ |
| ઉતાવળાસો બાવળા ધીરા સો ગંભીર. ... ... | ૧૬ | ૯૭ | ૬૧ |
| *ઉતાવળીઆ વિષે. ... ... ... ... | | ૯૭ | |
| *ઉદય પછી અસ્ત, અસ્ત પછી ઉદય. ... ... | | ૪૮ | |
| ઉંદર ઘર ઘરનાં પરોણાં. ... ... ... | ૪ | ૩૯૭ | ૧૭૩ |
| ઉદ્યોગ સારાં નસીબનું મૂળ છે. ... ... | ૧૬ | ૭ | ૬ |
| ઉધાની માને કુતરા પરણે. ... ... ... | ૮ | ૪૭૩ | ૧૯૩ |
| *ઊધારે ઊકરડો થાય. ... ... ... | | ૫૬૩ | |
| ઉને પાણીએ ઘર બળે નહીં ... ... ... | ૩ | ૫૮૯ | ૨૨૩ |
| ઊનું ખાતાં મોઢામાં દાઝયા તે કોને કહેવું! ... | ૮ | ૬૬૩ | ૨૪૭ |
| ઉપકારને બદલે અપકાર. ... ... ... | ૧૨ | ૧૧૨ | ૭૧ |
| ઊપજ્યું તેવું નીપજ્યું. ... ... ... | ૧૧ | ૩૦૪ | ૧૪૩ |
| ઉપરકી તો આછી બની ભીતરકી તો રામ જાને. | ૧૨ | ૨૩૮ | ૧૨૬ |
| ઉલટો ચોર કોટવાલને દંડે. ... ... ... | ૯ | ૧૨૨ | ૭૭ |
| *ઊલમાંથી નીકળી ચુલમાં પડ્યા. ... ... | | ૬ | |
| *એક કરતાં બીજું થાય. ... ... ... | | ૪૬ | |
| એક ઘાએ કુવો ખોદાય નહીં ... ... | ૪ | ૨૫૬ | ૧૩૦ |
| એક જારના છોડમાં અંગારીઓ આવે તે આખું ખેતર બાળે | ૧૪ | ૬૬ | ૪૮ |
| એકડા વગરનાં મીંડાં. ... ... ... | ૭ | ૨૫૦ | ૧૨૮ |
| *એક તરફી પ્રીતિ વિષે. ... ... ... | | ૮૬ | |
| એકથી બે ભલા. ... ... ... ... | ૬ | ૨૫૧ | ૧૨૮ |
| એક દહાડે બે પર્વ ... ... ... ... | ૭ | ૨૫૭ | ૧૩૦ |
| *એક દુઃખમાંથી છુટવા જતાં બીજું આવે છે તે વિષે. | | ૬ | |
| એક નકટો સો નકટા કરે. ... ... ... | ૧૦ | ૨૬૦ | ૧૩૧ |
| *એક નર ને સો હુન્નર ... ... ... | | ૬૦૯ | |
| એક નાનાં છઠીઆં ... ... ... ... | ૮ | ૫૧૨ | ૨૦૫ |
| *એકનું કરેલું ને લાભ બીજા લઈ જાય તે વિષે. ... | | ૧૪૮ | |
| એકનું થાપ્યું બીજો ઉથાપે. ... ... ... | ૬ | ૨૧૨ | ૧૩૨ |
| *એક પંથ દો કાજ. ... ... ... ... | | ૫૧. | |

| | સંખ્યા | નંબર | પાનું |
|---|---|---|---|
| એક મ્યાનમાં બે તરવાર. ... ... ... | ૬ | ૨૬૩ | ૧૩૨ |
| એક આપે ને બીજો વારે, તેને ઘાલે જમના બારે. ... | ૬ | ૪૫૧ | ૧૮૭ |
| એ કાંઈ પરમેશ્વરનો દીકરો થઈ આવ્યો નથી. ... | ૫ | ૨૬૬ | ૧૩૩ |
| એઠું ખાય તે ચોપડ્યાને ભરોસે. ... ... | ૪ | ૬૬૨ | ૨૪૬ |
| એ તો કાંકીડાના જેવા હફ્તરંગી છે. ... ... | ૮ | ૫૬૯ | ૨૧૮ |
| એ તો ખરો નર છે ... ... ... | ૧૧ | ૨૭૦ | ૧૩૩ |
| એ તો ગર્ભશ્રીમંત છે ... ... ... | ૭ | ૨૭૨ | ૧૩૪ |
| એ તો છઠ્ઠીના બગડેલા છે ... ... ... | ૫ | ૫૬૧ | ૨૧૬ |
| એની લાકડી ને એનો બરડો... ... ... | ૩ | ૨૭૯ | ૧૩૬ |
| એનું ગાડું ઠીક ચાલે છે ... ... ... | ૪ | ૨૮૧ | ૧૩૭ |
| એનું ગાડું અટક્યું છે ... ... ... | ૯ | ૨૮૦ | ૧૩૬ |
| એને ઓળખે છે કોણ? ... ... ... | ૩ | ૨૬૭ | ૧૩૩ |
| એમને તો મોવાળે ગાંઠયો બંધાણી છે... ... | ૫ | ૭૨૨ | ૨૭૩ |
| એ મંગાળે મેશ વળવા દે તેવા નથી ... ... | ૧૧ | ૨૭૩ | ૧૩૪ |
| એવા તણનો ઉધારો, રંડાપો રોકડો ... ... | ૫ | ૪૯૩ | ૧૯૯ |
| એવા પોચા પાણા નથી કે શીઆળ કરડી ખાય? ... | ૧૫ | ૩૪૪ | ૧૫૮ |
| એવો ભોળો કે મૂકી જાય ગાગર ને લેઇ જાય ગોળો | ૭ | ૨૭૭ | ૧૩૬ |
| એવો સાચો કે જ્યાંહાં બોલે ત્યાં ખાએ તમાચો. | ૮ | ૩૧૪ | ૧૪૯ |
| એવું સોનું શું પહેરીએ કે કાન તુટે? ... | ૭ | ૨૭૬ | ૧૩૫ |
| ઓછું પાત્ર ને અધિકું ભણ્યો, વઢકણી વહુએ દીકરો જણ્યો ... ... ... ... ... | ૨૮ | ૧૭૩ | ૧૦૧ |
| ઓડનું ચોડ, રામડી માટે સામડી ... ... | ૫ | ૧૪૧ | ૮૬ |
| ઓછું અથવા નિર્માલ્ય માણસ સંબંધી ... | ૪ | ૭૨૩ | ૨૭૩ |
| ઓળખ્યા પછી નવ ગજના નમસ્કાર કરવા ... | ૭ | ૪૧૧ | ૧૭૭ |
| અંતે ભલાનું ભલું થાય ... ... ... | ૯ | ૧૭૭ | ૧૦૨ |
| અંધા આગળ આરસી, ને બહેરા આગળ ગાન ... | ૧૪ | ૬૭ | ૪૮ |
| અંધેરી ગાવડી અને અલ્લા રખવાળ ... ... | ૧૨ | ૨૨૩ | ૧૨૦ |
| આંખમાં કમળો તે જગત આખું પીળું દેખે ... | ૮ | ૨૧૪ | ૧૧૭ |
| *આંગળી કાપશે તે લોહી કહાડશે. ... ... | | ૧૩૭ | |
| આંધળા બેહેરૂં કુટાય ... ... ... | ૧૫ | ૧૫૬ | ૯૪ |
| આંધળા સાથે મૈત્રી તે લેવા જવું ને મુકવા જવું. ... | ૬ | ૬૬૧ | ૨૪૬ |
| આંધળો છીનાળવો ઘરમાં ખેસે. ... ... | ૪ | ૬૬૦ | ૨૪૬ |
| કજીઆનું મૂળ હાંસી, રોગનું મૂળ ખાંસી. ... | ૮ | ૩૮૧ | ૧૬૯ |
| કટકમાં કાંણો ઉંટ બદનામ ... ... ... | ૬ | ૬૭૫ | ૨૫૨ |
| કડવું ઓસડ મા પાએ. ... ... ... | ૬ | ૫૨૫ | ૨૦૮ |

| | સંખ્યા | નંબર | પાનું |
|---|---|---|---|
| *કડવો ઘુંટડો ઉતારવો પડે ... ... ... | | ૪૪૬ | |
| કડી ઉપર તાળું નહી, ને લાડુ ઉપર વાળુ નહીં. ... | ૬ | ૬૫૯ | ૨૪૬ |
| કણબી પાછળ કરોડ, કણબી કોઈ પાછળ નહીં ... | ૬ | ૫૮૦. | ૨૨૧ |
| કદિ ખતા ન ખાય વિચારી વાણી ઉચરે. ... | ૯ | ૩૮ | ૨૯ |
| કન્યા અને એઠું ધાન વાસી ન રખાય. ... | ૧૧ | ૩૩૦ | ૧૫૪ |
| કપાસીએ કોઠા ફાટે નહીં. ... ... ... | ૩ | ૨૮૩ | ૧૩૭ |
| કપાળે કપાળે જુઈ મત, પણ રોટલા ટાણે એક મત. ... | ૭ | ૨૮૫ | ૧૩૭ |
| *કમજોર ગુસ્સા બ્હોત વો માર ખાનેકી નિશાની | | ૨૮૭ | |
| કર્મે વગર ખેડ કરે તો દુકાળ પડે કાં બળદ મરે. ... | ૨૪ | ૮ | ૭ |
| કમાઊ દીકરો કુટુંબને વ્હાલો. ... ... | ૮ | ૪૬૨ | ૧૯૦ |
| કર્યું તે કામ ને વિંધ્યું તે મોતી. ... ... | ૬. | ૨૯૦ | ૧૩૯ |
| કર્યું ધોળકું. ... ... ... ... | ૪ | ૫૫૨ | ૨૧૪ |
| ક્યાંની શાણક દેવડી, ક્યાંના દાયલ પીર ... | ૭ | ૬૨૧ | ૨૩૩ |
| કર કસર તે બીજો ભાઈ. ... ... ... | ૧૦ | ૧૩૩ | ૮૨ |
| કરણી તેવી પાર ઊતરણી. ... ... ... | ૧૩ | ૨૩ | ૧૭ |
| કરવી ખેતી તો જોડ ગાડું, કરવી વહડવાડ તો બોલ આડું. | ૭ | ૨૯૧ | ૧૪૦ |
| કલાલની દુકાનમાં બેસીને દુધ પીએ, તો પણ કહેવાશે કે દારૂ પીધો. ... ... ... | ૨ | ૨૯૨ | ૧૪૦ |
| *કહ્યાગરા માણસ વિષે ... ... ... | | ૮૯ | |
| *કહેણી ને રહેણી જુદી તે વિશે ... ... | | ૩૦ | |
| કહું તો મા મારી જાય, ના કહું તો બાપ કુત્તા ખાય. | ૧૪ | ૨૦૦ | ૧૧૨ |
| કહેતાબી દિવાના, સુનતાબી દિવાના ... ... | ૪ | ૨૯૬ | ૧૪૧ |
| *કંગાલ સ્થિતિનું વર્ણન ... ... ... | | ૧૮૭ | |
| કાકા મટીને ભત્રીજા થવું ... ... ... | ૬ | ૨૪૪ | ૧૨૭ |
| કાકા મરશો કે? તો કહે સુમાઇને જ તો ... | ૫ | ૩૦૦ | ૧૪૩ |
| *કાગનું બેસવું ને તાડનું પડવું... ... ... | | ૩૦૬ | |
| કાગનો વાઘ કરવો ... ... ... ... | ૭ | ૩૦૮ | ૧૪૬ |
| કાગજ હોય તો બાંચ લઉં કર્મે ન વાંચ્યો જાય... | ૧૨ | ૪૩૩ | ૧૮૨ |
| કાગડાની કોટે રતન ... ... ... | ૫ | ૩૦૧ | ૧૪૩ |
| કાગડાની ગાં-માંથી ગંગાજળ નીતરે નહીં ... | ૯ | ૭૧૦ | ૨૬૬ |
| કાગળની હાંડી સુલે ચડે નહીં ... ... | ૭ | ૩૧૦ | ૧૪૭ |
| કાચા કાનનું તે નહીં સાનનું... ... ... | ૩ | ૨૬૯ | ૧૩૩ |
| કાજીની કુતરી મરી ગઇ ત્યારે આખું ગામ આભડ્યું, કાજી મરી ગયા ત્યારે કોઇ નહીં. ... ... ... | ૫ | ૩૧૫ | ૧૪૯ |
| કાજીજી દુબળે કર્યું, તો કહે સારે શેહેરકી ફીકર ... | ૪ | ૨૬૮ | ૧૩૩ |

| | સંખ્યા | નંબર | પાનું |
|---|---|---|---|
| કાઠીયાવાડના સાધારણ વર્ગના લોકો બીજાના દર્શન કરીને માગે છે તે વિષે. ... ... ... | ૧ | ૭૨૦ | ૨૭૩ |
| *કાર્તિક મહીને કણબી ડાહ્યો ... ... ... | | ૧૬ | |
| કાતી કાપડ, જેઠે ઘી, ભાદરવે કપાસ. ... ... | ૨ | ૬૯૫ | ૨૫૮ |
| *કામ કર્યા પછી વિચાર કરવો તે વિષે. ... ... | | ૧૬૦ | |
| *કામ કાંઈ કરવું નહીં ને ફીશિયારી મારવી તે વિષે | | ૧૯૬ | |
| કામળ ભીજાય તેમ ભારે થાય. ... ... | ૩ | ૫૯૦ | ૨૨૩ |
| *કામેથી ઉતર્યો કામેરો, વેશ્યા જોબન હીન. ... | | ૨૯૩ | |
| કાલ કરે સો આજ કર, આજ કરે સો અબ. ... | ૫ | ૧૯ | ૧૬ |
| કાળા અક્ષરને કુટી મારે તેવો છે. ... ... | ૧૦ | ૩૨૦ | ૧૫૧ |
| કાળી ચૌદશ ને આદિતવાર ફરી ફરીને નહીં આવે. | ૧૬ | ૧૭ | ૧૪ |
| *કાંઈ પણ સાર જે કામમાં કે વાતમાં ન હોય તેને વિષે | | ૬૦૦ | |
| કીડીનું કટક એક ચાલી એટલે બધી કીડીઓ ચાલે. | ૪ | ૫૯૨ | ૨૨૩ |
| કીડીને કણ અને હાથીને મણ પરમેશ્વર આપી રહ્યો છે. | ૯ | ૩૨૪ | ૧૫૨ |
| કીડી સોનૈએ ચડી તે સોનું દેખે. ... ... | ૬ | ૧૬૪ | ૯૮ |
| કુકડો હોય તોજ શું વ્હાણું વાય? ... ... | ૪ | ૭૨૧ | ૨૭૩ |
| કુણું ઝાડ જેમ વાળીએ તેમ વળે. ... ... | ૯ | ૬૫ | ૪૭ |
| કુતરાના પેટમાં ખીર ટકે નહીં. ... ... | ૭ | ૩૦૨ | ૧૪૩ |
| કુંભાર કરતાં ગધેડાં ડાહ્યા. ... ... ... | ૪ | ૩૨૯ | ૧૫૩ |
| કુંભાર રીસે બળે ત્યારે ગધેડીના કાન ઉમેળે. .. | ૮ | ૩૪૧ | ૧૫૭ |
| કુલ્લામાંથી હીંગ જાય, પણ કુલ્લું ગંધાય. ... | ૮ | ૬૧૫ | ૨૨૯ |
| કુવામાં હોય તો અવાડામાં આવે. ... ... | ૧૩ | ૧૬૫ | ૯૮ |
| કુંવારી કન્યાના સો વર ને સો ઘર. ... ... | ૫ | ૩૩૧ | ૧૫૪ |
| *કુળ અથવા તુખમ પ્રમાણે ગુણ વિષે.... ... | | ૮૮ | |
| કેળામાં ખાંડ ને સુળામાં મીઠું. ... ... | ૭ | ૩૩૬ | ૧૫૬ |
| કોઠી હશે તો ઢાંકણાં ઘણાંએ મળશે, ... ... | ૯ | ૪૨૪ | ૧૭૯ |
| કોણ વસ્યું ને કોણ વસે, ધરતી બેઠી હસે ... | ૫ | ૬૯૨ | ૨૫૭ |
| કોળીઆનું માથું નીચું જુવે, ડાંગનું માથું ઉચું જુવે. | ૪ | ૩૪૭ | ૧૫૯ |
| કોઇને ટોપી પહેરાવવી ... ... ... | ૬ | ૫૫૦ | ૨૧૪ |
| કોઇના પેટ ઉપર પગ મૂકવો નહીં ... ... | ૬ | ૩૪૦ | ૧૫૭ |
| કૌતુક વગર હસવું હોય નહીં ... ... | ૬ | ૩૧૯ | ૧૫૧ |
| કંકાસથી ગોળીનું પાણી સુકાય છે. ... ... | ૫ | ૨૯૯ | ૧૪૨ |
| *કંગાલ સ્થિતિનું વર્ણન ... ... ... | | ૧૮૭ | |
| કાંટો કે ત્રાજવું કોઇના શરમ રાખે નહીં ... | ૩ | ૩૨૨ | ૧૫૨ |
| કાંસાં તેના સૂત, ને જાયા તેના પૂત .... ... | ૫ | ૬૪૨ | ૨૪૨ |

| | સંખ્યા | નંબર | પાનું |
|---|---|---|---|
| કાં સેંથો કે ટાલ ... ... ... ... | ૪ | ૭૧૫ | ૨૬૯ |
| ખદડા ખાંડે વહુવ્યાં જાણ્યા નથી ... ... | ૬ | ૪૯૪ | ૨૦૦ |
| ખપ તેની છોત નહીં ... ... ... | ૮ | ૩૪ | ૨૪ |
| ખરા ન ખરાનાં પારખાં ધીંગાણે ... ... | ૮ | ૫૮૩ | ૨૨૨ |
| *ખરી મોટાઇને બડાઇ હોય નહીં તે વિષે ... | | ૭૭ | |
| ખરૂં રળ્યો જે ગાંઠ કરી ... ... ... | ૫ | ૫૧૦ | ૨૦૫ |
| *ખાતાં ખુટે ને પહેરતાં તુટે ... ... ... | | ૩૪૮ | |
| ખાધે રાજાનાં ભંડાર ખુટી જાય ... ... | ૭ | ૩૪૮ | ૧૫૯ |
| ખાપરો કોડીઓ બે ભાઇ ... ... ... | ૯ | ૪૦૦ | ૧૭૪ |
| ખાવાના સાંસા ત્યારે પરોણાના વાસા... ... | ૧૨ | ૧૦ | ૯ |
| ખાવાનું મળ્યું, એટલે બધાં દુઃખ વીસર્યાં ... | ૮ | ૩૪૯ | ૧૫૯ |
| ખાળે ડુચા ને બારણાં ઉઘાડાં ... ... | ૧૧ | ૮૩ | ૫૬ |
| ખેંચ પકડ મુજે જોર આતા હે ... ... | ૭ | ૨૮૭ | ૧૩૮ |
| *ખોખરી ડાંગ પણ હાંલ્લાં જોગ ખરી ... | | ૪૩૬ | |
| ખોખરૂં હાંલ્લું ખાતર ને મ્હોડે. ... ... | ૭ | ૬૯૦ | ૨૫૩ |
| *ખોટું કામ કરનાર તેનાં ફળ પોતેજ ભોગવે છે તે વિષે... | | ૨૨ | |
| ખોટો તો પણ ગાંઠનો રૂપીઓ. ... ... | ૩ | ૩૫૩ | ૧૬૦ |
| ખોદે ઉંદર ને ભોગવે ભોરિંગ... ... ... | ૨૧ | ૧૪૮ | ૯૦ |
| ખાંડણીમાં માથું ને ધબકારાથી બીહીવું એ યોગ્ય નહી. | ૧૧ | ૧૩૬ | ૮૪ |
| ગજા પ્રમાણે ગાતર કરવી. ... ... ... | ૧૪ | ૬૦ | ૪૫ |
| *ગજું વિચારી કામ કરવા વિષે. ... ... | | ૬૦ | |
| ગધેડાનું પુંછડું પકડ્યું તે પકડ્યું. ... ... | ૧૫ | ૧૩૧ | ૮૧ |
| ગધેડા ઉપર અંબાડી. ... ... ... | ૫ | ૩૫૭ | ૧૬૩ |
| ગધેને ખાયા ખેત નહીં પાપ નહીં પુણ્ય. ... | ૯ | ૩૫૮ | ૧૬૩ |
| ગપ્પીને ઘેર ગપ્પી આવ્યા, સાંભળો ગપ્પી જી. ... | ૧૫ | ૨૨૦ | ૧૧૯ |
| ગમે તેની ગાં-ગમે, ન ગમે તેનું મ્હોં ન ગમે ... | ૫ | ૧૧૮ | ૭૫ |
| ગમે તેમ સુઓ ગાં-ખાટલા વચ્ચે. ... ... | ૭ | ૩૫૯ | ૧૬૩ |
| *ગરજ સર્યા પછી માણસને પરવા નથી રહેતી તે વિષે. | | ૩૧૭ | |
| ગરજે ગધેડાને કાકો કહેવો પડે. ... ... | ૧૨ | ૩૧૮ | ૧૫૦ |
| *ગરથ વિનાનો ગાંગલો. ... ... ... | | ૪૧ | |
| ગરીબનો બેલી પરમેશ્વર. ... ... ... | ૬ | ૧૧ | ૯ |
| ગરીબના નિશાસા નખોદ વાળે. ... ... | ૫ | ૩૬૧ | ૧૬૪ |
| ગરીબ બોલે તે ટપલા પડે, ને મોટા બોલે ત્યારે તાળીઓ પડે. | ૧૪ | ૩૬૩ | ૧૬૪ |
| ગરીબીમાં કાંઈ શરમ નથી ... ... ... | ૫ | ૩૬૪ | ૧૬૫ |
| *ગરીબ માણસની સ્થિતિ વિષે ... ... | | ૯ | |

| | સંખ્યા | નંબર | પાનું |
|---|---|---|---|
| ગઈ ગુજરી સંભારવી નહીં | ૫ | ૨૦૮ | ૧૧૫ |
| ગઈ આબરૂ પાછી ન આવે. | ૧૭ | ૩૫૫ | ૧૬૧ |
| ગાડું નાવમાં ને નાવ ગાડાં ઉપર | ૯ | ૪૮૧ | ૧૯૫ |
| ગાણું ગરાસીઆનું, ખાણું વાણીઆનું | ૩ | ૭૩૬ | ૨૭૮ |
| ગામડે ભેંસ ને ઘેર ઝરડકા (વલોણાના) | ૧૨ | ૩૨૯ | ૧૫૩ |
| ગામને મ્હોડે ગરણું બંધાય નહીં | ૧૧ | ૩૩૪ | ૧૫૫ |
| ગામ ભાંગીને (લુંટીને) ચોરાસી (બ્રાહ્મણની) કરવી. | ૪ | ૨૭૫ | ૧૩૫ |
| ગામ હોય ત્યાં ઢેડવાડો હોય | ૬ | ૩૬૭ | ૧૬૫ |
| ગાયને સુખ તો ગર્ભને સુખ | ૩ | ૬૩૪ | ૨૩૯ |
| ગાય બકરાના વાડા, સિંહના વાડા હોય નહીં | ૪ | ૩૭૧ | ૧૬૭ |
| ગાવું ગળામાં ઉલટ વગર આવે નહીં | ૮ | ૩૬૫ | ૧૬૫ |
| ગાળ એક દઇને દશ સાંભળવી | ૯ | ૨૫૨ | ૧૨૯ |
| ગાઇએ ત્હાં સુધી ગાઇએ ફીર ઝાંપા ઠેકે જાઇએ. | ૬ | ૪૪૭ | ૧૮૬ |
| ગુડીઆ વેહેલમાં બેસીને આવ્યા | ૩ | ૬૪૮ | ૨૪૩ |
| ગુણ ચોર અને નિમક હરામની એક દશા | ૫ | ૭૩૧ | ૨૭૬ |
| *ગુણના ભાઇ હોય | | ૧૧૨ | |
| ગુમડું ફૂટયું ને વૈદ્ય વેરી | ૧૦ | ૩૧૭ | ૧૪૯ |
| ગુરૂ કહે તેમ કરવું ગુરૂ કરે તેમ ન કરવું | ૬ | ૫૫૫ | ૨૧૪ |
| ગોપાભાઇની ગોપવણી, ને પાગ બાંધે ઊપરણી... | ૮ | ૩૫૬ | ૧૬૨ |
| ગોપીચંદન ને ગેરૂ, તે ભાગ્યાના ભેરૂ | ૫ | ૬૪૯ | ૨૪૩* |
| ગોર પરણાવી આપે, પણ ઘર ચલાવી આપે નહીં | ૩ | ૩૯૦ | ૧૭૧ |
| ગોળ નાંખે તેવું ગળ્યું થાય | ૧૧ | ૩૭૭ | ૧૬૮ |
| ગોળવગર મોળો કંસાર સ્ત્રીવગર સુનો સંસાર | ૯ | ૩૭૮ | ૧૬૮ |
| ગોળે મરે તેને વિષથી મારીએ નહીં | ૨૧ | ૨૯ | ૨૦ |
| ગાંડનું ખાવું ને ગાંડા સાથે જવું એ મૂર્ખાઇનાં ચિહ્ન | ૬ | ૩૭૪ | ૧૬૭ |
| ગાંઠે પુરો ને બોલવામાં શૂરો. | ૭ | ૫૯૪ | ૨૨૪ |
| *ગાંડા સાથે માથાં ઝીકવાં વિષે. | | ૬૭ | |
| ઘડાનું અજવાળું ઘડામાં જ રહે. | ૫ | ૩૩૫ | ૧૫૫ |
| ઘડીઆં પીતળીઆં વાગી ગયાં છે. | ૫ | ૬૩૫ | ૨૩૯ |
| ઘણો બીએ તે ઘણો સપડાય. | ૫ | ૩૮૨ | ૧૬૯ |
| ઘરડાં ગાડાં વાળે. | ૮ | ૩૮૯ | ૧૭૧ |
| ઘરડી ગાય ગોરને આપો. | ૪ | ૩૯૧ | ૧૭૧ |
| *ઘરડાં તે ઘેલાં. | | ૨૨૭ | |
| ઘર દેખી પગ જોરમાં ઊપડે.... | ૬ | ૩૮૫ | ૧૭૦ |
| ઘરના ભુવા ને ઘરના જાંઘડીઆ | ૭ | ૫૦૭ | ૨૦૪ |

| | સંખ્યા | નંબર | પાનું |
|---|---|---|---|
| ઘરનાં ઉઠયાં વનમાં ગયાં વનમાં ઉઠી લાહ્ય. ... | ૧૨ | ૬ | ૬ |
| ઘરમાં ખીલાડીથી બીહે, ને બ્હાર વાઘ મારે. ... | ૨ | ૩૮૭ | ૧૭૧ |
| ઘરમાં ટકાના ત્રણ શેર,ને બ્હાર તીસ્મારખાં ... | ૬ | ૩૮૬ | ૧૭૦ |
| ઘર વેચીને તીર્થ કરવા જવું, ... ... ... | ૫ | ૫૧૭ | ૨૦૬ |
| ઘર ભખેળી જુવો, ને વિવાહ માંડી જુવો. ... | ૪ | ૩૮૩ | ૧૭૦ |
| ઘઊંની કણક જેમ કેળવીએ તેમ કેળવાય. ... | ૫ | ૬૭૯ | ૨૫૩ |
| *ઘાટી જીવજાન મૈત્રીના સંબંધે કહેવતો. ... | | ૭૨૨ | |
| *ઘાસે તે નાસે. ... ... ... ... | | ૪૭૬ | |
| ઘી કયાં ઢળ્યું, તો ખીચડીમાં. ... ... | ૩ | ૩૯૩ | ૧૭૨ |
| ઘી વિના લુખો કંસાર, દીકરા વગર સુનો સંસાર | ૧૦ | ૩૩૯ | ૧૫૬ |
| ઘેર ઘેર માટીના ચુલા. ... ... ... | ૬ | ૩૯૬ | ૧૭૩ |
| ઘેલી સૌ પહેલી. ... ... ... ... | ૯ | ૩૧૧ | ૧૪૭ |
| *ઘોડા ઘર આપણાં, મારે રાબ ને તારે લાકડાં. ... | | ૧૫૦ | |
| ઘોડી પાછળ વછેરૂં. ... ... ... | ૭ | ૩૫૨ | ૧૬૦ |
| ઘંટીના સો ફેરા, ને ઘંટનો એક ફેરો ... ... | ૧૫ | ૩૯૪ | ૧૭૨ |
| ઘાંચીનો બળદ આખો દહાડો ફર્યો પણ ઠેરનો ઠેર. | ૨૧ | ૧૯૭ | ૧૧૧ |
| ચડતી પડતી ચાલી આવે છે ... ... ... | ૨૧ | ૪૮ | ૩૮ |
| ચડે દરબાર કે જાય ઘરબાર ... ... ... | ૮ | ૧૨૯ | ૮૦ |
| ચટપટીમાં ઉડાવવું ... ... ... ... | ૫ | ૪૩૦ | ૧૮૧ |
| ચલને દો ભાઇ ચલને દો, સાંઇકા ટકુ ચલને દો ... | ૫ | ૩૯૯ | ૧૭૪ |
| *ચાડીઆનું મ્હોં ચાંપવું ... ... ... | | ૯૨ | |
| ચાર દિવસનું ચાંદરણું ને રાત અંધારી ઘોર ... | ૧૧ | ૧૪૩ | ૮૭ |
| ચિંતાનું ઓસડ નહીં ... ... ... | ૫ | ૪૦૩ | ૧૭૫ |
| ચુકયા કે મુવા, ચુક્યા કે ચાલ્યા ... ... | ૮ | ૪૦૫ | ૧૭૬ |
| *ચુપકી રાખવા વિષે ... ... ... | | ૧૫ | |
| ચેતતા નર સદા સુખી ... ... ... | ૭ | ૧૨૦ | ૭૬ |
| ચૈત્ર ચડે નહીં ને વૈશાખ ઉતરે નહીં ... | ૫ | ૫૬૮ | ૨૧૮ |
| *ચોટલી હાથમાં છે ક્યાં જશે... ... ... | | ૧૩૯ | |
| ચોરની ગત ચોર જાણે ... ... ... | ૩ | ૧૦૦ | ૬૩ |
| ચોરની માને ભાંડ પરણે ... ... ... | ૭ | ૫૬૨ | ૨૧૬ |
| ચોરનું નખોદ જાય નહીં ... ... ... | ૪ | ૫૯૮ | ૨૨૫ |
| ચોમાસામાં વર્ષાદ કેવો થશે તે જાણવા સારૂ અનુભવથી શાસ્ત્રાધારે વરતારો કહાડવાને લોકોમાં પ્રચલિત ઓઠાં અથવા આધારભૂત વાકયો ... | ૮૦ | ૭૦૮ | ૨૬૧ |
| ચોરણો સીવડાવે તે સુતરવાનો માર્ગ રાખે ... | ૫ | ૬૦૨ | ૨૨૬ |

| | સંખ્યા | નંબર | પાનું |
|---|---|---|---|
| ચૌદ જાણે તેને ચાર જાણનારો શું શિખવે ... | ૩ | ૪૦૭ | ૧૭૬ |
| ચંદરવો બાંધવા સૌ આવે, છોડવા કોઇ ન આવે. | ૬ | ૨૯૮ | ૧૪૨ |
| છત નહીં ત્યાં છળભેદ. ... ... ... | ૫ | ૫૯૬ | ૨૨૫ |
| છછુંદરનાં છએ સરખાં. ... ... ... | ૧૦ | ૪૦૮ | ૧૭૬ |
| *છતું અર્ધ પણ જાણે નહીં. ... ... ... | | ૩૨૦ | |
| છાસમાં માંખણ જાય ને વહુ ફુવડ કહેવાય. ... | ૩ | ૪૧૦ | ૧૭૭ |
| છાસ લેવા જવું ને દોણી સંતાડવી. ... ... | ૧૦ | ૩૫૦ | ૧૬૦ |
| છીનાળ રાંડ છમકતી ચાલે, ને ઘુંઘટડામાં ઘર ઘાલે | ૧૦ | ૭૦૪ | ૨૫૯ |
| છોકરાં આગળ છાની વાત કરવી નહીં... ... | ૪ | ૪૧૩ | ૧૭૭ |
| *જડ બુદ્ધિ સમજે નહીં તે વિષે. ... ... | | ૪૫ | |
| જનની જણે તો દાતા જણે, કાં પંડિત કાં શૂર... | ૩ | ૫૩૪ | ૨૧૦ |
| જન્મના જોગીદાસ ને નામ પાડ્યું ભીખારીદાસ... | ૮ | ૨૭૧ | ૧૩૩ |
| *જન્મ રોગી માણસ મરી જાય ત્યારે લાગુ પડે છે તે વિષે | | ૬૨૩ | |
| જમીન જોરૂ ને જર, એ ત્રણ કજીઆનાં ઘર. ... | ૮ | ૪૧૫ | ૧૭૮ |
| જમ્યો બ્રાહ્મણ ને ધાયો સુવર એ બેને છેડવાં નહીં. | ૪ | ૫૨૨ | ૨૦૭ |
| જશ જાનગરો છે. ... ... ... ... | ૮ | ૧૩૭ | ૮૪ |
| જળ તેવા મચ્છ. ... ... ... ... | ૭ | ૫૮૧ | ૨૨૧ |
| જાગે કોણ? ... ... ... ... | ૪ | ૭૪૮ | ૨૮૪ |
| જાગ્યા ત્યાંથી સ્હવાર. ... ... ... | ૫ | ૧૬૨ | ૯૮ |
| જાણપણાં જગ દોહેલાં, ધન તો કાલાં ઘેર હોય | ૧૧ | ૪૩ | ૩૫ |
| *જાણી જોઇને ભૂલ કરવા વિષે ... ... ... | | ૫ | |
| જાત જાતના દ્વેષી ... ... ... ... | ૭ | ૪૯ | ૩૯ |
| જાત વિના ભાત પડે નહીં ... ... ... | ૧૨ | ૮૮ | ૫૮ |
| જાનમાં કોઇ જાણે નહીં ને હું વરની ફુઇ ... | ૧૧ | ૩૬૯ | ૧૬૫ |
| જાયા તે જવાના ... ... ... ... | ૨૬ | ૩૯ | ૩૦ |
| જાવું છે તો ઠાલે હાથે, માલ કોઇ છાતીએ બાંધી લેઇ જવું નથી. ... ... ... ... | ૨૦ | ૪૭૪ | ૧૯૩ |
| જ્યારે આપે પ્રેમની રોડી, ત્યારે નહીં પ્રભાત કે ગોડી. | ૫ | ૧૮૯ | ૧૦૭ |
| જ્યોતિષના બે ભાગ છે, ગણિત અને ફળાદેશ ... | ૧૦ | ૭૩૯ | ૨૮૦ |
| જ્યાં મળ્યું ખાવા, ત્યાં બાવાજી બેઠા બજાવા. ... | ૭ | ૪૧૭ | ૧૭૮ |
| જીતનાં વધામણાં ... ... ... ... | ૩ | ૫૯૭ | ૨૨૫ |
| જીભને વારજે નીકર જીભ દાંત પડાવશે ... | ૮ | ૪૨૫ | ૧૮૦ |
| જુઠની આવરદા બહુ તો સાડાત્રણ દહાડા ... | ૭ | ૪૨૩ | ૧૭૯ |
| *જુદાં જુદાં ગામો, કે દેશ વિષે ચાલતી કહેવતો ... | | ૬૨૬ | |
| જુવાન વહુ ને બુઢ્ઢો લાડો, એનો રોજ ઉઠીને ભવાડો | ૭ | ૬૦૮ | ૨૨૮ |

| | સંખ્યા | નંબર | પાનું |
|---|---|---|---|
| જુવાની જવાથી પરિતાપ ... ... ... | ૯ | ૭૫૦ | ૨૮૪ |
| જુવાનીનું રળ્યું ને રાતનું દળ્યું ... ... | ૯ | ૬૨૦ | ૨૩૨ |
| જુવાની વિષે ... ... ... ... | ૪ | ૭૪૯ | ૨૮૪ |
| જે કરે તે ભોગવે ... ... ... ... | ૬ | ૬૮૮ | ૨૫૬ |
| જે કોદરે કાળ ઊતર્યા, તે કોદરે ભીણા ચઢ્યા ... | ૮ | ૪૨૬ | ૧૮૦ |
| જે ગયા મરી તેની ખબર ન આવી ફરી ... | ૧૦ | ૧૫૫ | ૯૪ |
| જે ગામ જવું નહીં તેનો માર્ગ શું પૂછવો? ... | ૪ | ૬૮૯ | ૨૫૬ |
| જે જેનો મરોણો તે તેનો પરમેશ્વર ... ... | ૧૨ | ૭૨૪ | ૨૭૩ |
| જે જેવાં તેનાં તેવાં... ... ... ... | ૭ | ૩૩૭ | ૧૫૬ |
| જેણે રસ્તે ચડાવ્યા, તેનો ખરો પાડ ... ... | ૪ | ૫૫૬ | ૨૧૫ |
| જેણે રાખી લાજ (શરમ) તેનું બગડ્યું કાજ ... | ૧૦ | ૨૫૫ | ૧૩૦ |
| જેનાં કામ તે તેથી થાય, બીજા કરે તો ખત્તા ખાય. | ૧૬ | ૫૦ | ૪૦ |
| જેના દીઠા ન મુવા, તેના માર્યા શું મરશે. ... | ૮ | ૪૩૧ | ૧૮૧ |
| જેને ગાડે બેસીએ, તેનાં ગીત ગાઇએ. ... ... | ૧૦ | ૪૨૭ | ૧૮૦ |
| જેને નહીં લાજ તેને અર્ધું રાજ. ... ... | ૧૭ | ૮૨ | ૫૫ |
| જેને ઋણ નહીં તે રાજા. ... ... ... | ૧૩ | ૧૦૨ | ૬૩ |
| જેનો આગુ આંધળો તેનું કટક કુવામાં. ... | ૬ | ૪૪૯ | ૧૮૭ |
| જેનો આહીં ખપ તેનો ત્યાં ખપ ... ... | ૩ | ૪૫૦ | ૧૮૭ |
| *જે વાત ચોક્સ હોય તે વિષે. ... ... | | ૪૬૫ | |
| જેવા જાલીઆ જોગી તેવી મકવાણી માલી. ... | ૨૭ | ૧૦૮ | ૬૯ |
| જેવો દેશ તેવો વેષ. ... ... ... | ૧૫ | ૧૬૭ | ૯૯ |
| જેવો માએ જણ્યો તેવો ... ... ... | ૨ | ૪૩૫ | ૧૮૩ |
| *જેસેકું તેસા મીલા તે વિષે ... ... ... | | ૧૦૮ | |
| જોગી જુગત જાના નહીં, કપડે રંગે તો ક્યા હુવા? | ૧૩ | ૭૮ | ૫૩ |
| જો થાય જતી, પણ છુપે નહીં કર્મની રતિ. ... | ૬ | ૬૦૫ | ૨૨૭ |
| જોશી, ડોસી ને વરેમાર્ગું એ ત્રણ ફોકટીઆં ... | ૨ | ૬૫૮ | ૨૪૫ |
| ઝાઝી સુયાણીએ વેતર વંઠે. ... ... ... | ૯ | ૧૨૯ | ૮૦ |
| ઝાડ વંઠ્યું જે બગલું બેઠું. ... ... ... | ૭ | ૬૭૭ | ૨૫૩ |
| ટકે શેર ભાજી ટકે શેર ખાજાં. ... ... | ૮ | ૧૪૬ | ૮૯ |
| ટપ ટપનું શું કામ, રોટલાથી કામ. ... ... | ૫ | ૪૨૨ | ૧૭૯ |
| *ટહાડું ટહાડું બોલે, તે કાળજું કોરે ... ... | | ૪૫૫ | |
| ટહાડે પાણીએ ખસ ગઇ ... ... ... | ૭ | ૩૮૪ | ૧૭૦ |
| *ટૂંકું ને ટચ ને સધથી મીઠું ... ... ... | | ૪૪૪ | |
| ઠાકરને ચાકર ઘણા, ચાકરને ઠાકર ઘણા ... | ૩ | ૬૪૬ | ૨૪૩ |
| ઠામ જાય ત્યારે ઠીકરૂં આવે ... ... ... | ૨ | ૬૯૮ | ૨૫૮ |

| | સંખ્યા | નંબર | પાનું |
|---|---|---|---|
| ઠોકરે ખાતાં હુશીઆર થવાય | ૬ | ૪૩૮ | ૧૮૪ |
| ઠોઠ નિશાળીઆને વતરણાં ઘણાં | ૩ | ૧૩૪ | ૮૩ |
| ઠંડા લોહીનો સુકો રોટલો સારો | ૫ | ૪૩૭ | ૧૮૪ |
| ડાઢી મુછ આવશે તો દીકરાને આવશે | ૩ | ૪૧૪ | ૧૭૮ |
| *ડહાપણ ને માન વિષે | | ૪૩ | |
| ડાહીબાઇને તેડાવો ને ખીરમાં મીઠું નંખાવો | ૩ | ૫૨૩ | ૨૦૭ |
| ડાહ્યો દીકરો દેશાવર ભોગવે | ૪ | ૪૩૯ | ૧૮૪ |
| *ડાહ્યા માણસ ઇસારેથી સમજે તે વિષે | | ૧૧૯ | |
| ડુંગર વિયાણો ને ઉંદર નીકળ્યો | ૪ | ૬૯૯ | ૨૫૮ |
| ડુંગળીમાં એળચીનો સા આવે નહીં | ૮ | ૪૪૦ | ૧૮૪* |
| ડુબતો માણસ તરણાં ઝાલે | ૫ | ૧૨૬ | ૭૯ |
| ડેરે ડેરે મીર | ૫ | ૫૧૩ | ૨૦૫ |
| ડાહોડ વાંક વગર કજીઓ થાય નહીં | ૬ | ૨૬ | ૧૯ |
| ઢીલગંડાની સોબત કરવી નહીં | ૬ | ૩૭૦ | ૧૬૬ |
| ઢેડના વિવાહ ધકા પાટુએ | ૬ | ૬૫૧ | ૨૪૪ |
| ઢેડવાડે જવું ને હાડકાનો ધરવ કર્યા વગર આવવું (તે ભુલ). | ૯ | ૪૭૮ | ૧૯૫ |
| ઢોરના ચાવ્યામાં કુચો પડે, પણ લોકના ચાવ્યામાં કુચો પડે નહીં | ૬ | ૩૬૨ | ૧૬૪ |
| ઢોલ વાગે તે ઢાંક્યું રહે નહીં | ૧૦ | ૬૫૪ | ૨૪૫ |
| તપસી ગયા લપસી, ને જોગી થયા ભોગી | ૬ | ૫૫૮ | ૨૧૫ |
| તમાકુ પીવાના, ખાવાના ને સુંઘવાના વ્યસન વિષે. | ૨૩ | ૭૦૫ | ૨૬૦ |
| તરમાં તર ભણતર. | ૭ | ૫૯૯ | ૨૨૫ |
| ત્હારા જેવા તો એના ખીસ્સામાં પડ્યા છે. | ૯ | ૪૪૩ | ૧૮૫ |
| તાજો માલ તુરત ખપે. | ૫ | ૫૪૨ | ૨૧૨ |
| તાતે ઘાએ મલમ પટો. | ૩ | ૭૫ | ૫૨ |
| તાળી પાડી દોપ દેખાડી કહું છું દહાડી દહાડી | ૩ | ૪૪૨ | ૧૮૫ |
| તીર્થે સૌ મુંડાય | ૪ | ૫૬૭ | ૨૧૮ |
| તુરતદાન મહાપુણ્ય. | ૧૦ | ૮૦ | ૫૪ |
| તેજી ઉપર ચાબુક નહીં | ૯ | ૧૧૯ | ૭૫ |
| તેરા તેલ ગયા મેરા ખેલ ગયા. | ૪ | ૪૪૮ | ૧૮૭ |
| તેલનું ટીપું ને હીરની ગાંઠ | ૯ | ૪૬૫ | ૧૯૧ |
| થુવરે કેળાં | ૩ | ૪૫૪ | ૧૮૮ |
| થોડામાં ઝાઝું | ૬ | ૫૩૬ | ૨૧૦ |
| થોડું રાંધ ને મને ધરવ. | ૩ | ૬૫૫ | ૨૪૫ |

| | સંખ્યા | નંબર | પાનું |
|---|---|---|---|
| ઘોડે નફે મ્હોળો વેપાર ... ... ... | ૩ | ૬૯૭ | ૨૫૮ |
| દગા કીસીકા સગા નહીં ... ... ... | ૧૪ | ૨૨ | ૧૭ |
| દરદ માત્રની દવા. ... ... ... ... | ૫ | ૧૬૬ | ૯૯ |
| દરીઆમાં રહેવું ને મગર મચ્છથી વેર... ... | ૩ | ૩૭૯ | ૧૬૯ |
| દલાલે દીવાળું નહીં ને મસીદે ખાતર નહીં. ... | ૧૭ | ૮૧ | ૫૪ |
| દળ્યાનું દળામણ આપે તેમાં પાડ શાનો? ... | ૪ | ૬૫૬ | ૨૪૫ |
| દાટયા ભૂલે પણ લખ્યા ન ભૂલે. ... ... | ૬ | ૧૩૨ | ૮૨ |
| દાઢીની દાઢી ને સાવરણીની સાવરણી.... ... | ૧૦ | ૫૧ | ૪૧ |
| *દાણીને ઘેર છાંટ ઉતારવી ... ... ... | . | ૯૮ | |
| દાતરડાં ગળવાં સહેલ છે, પણ ક્હાડવાં મુશ્કેલ છે.... | ૨ | ૭૦૦ | ૨૫૮ |
| દાતા દાન કરે, ને ઉપર વિનય કરે ... ... | ૬ | ૭૦૨ | ૨૫૯ |
| દામ કરે કામ લોંડી કરે સલામ ... ... | ૩૩ | ૪૦ | ૩૧ |
| દિગંબરના ગામમાં ધોબીનું શું કામ. ... ... | ૩ | ૪૯૫ | ૨૦૦ |
| દિવાસો, સો પર્વનો વાસો (અષાઢ વદ ૦)). ... | ૧૧ | ૬૮૨ | ૨૫૪ |
| દિવાળીનું દારૂખાનું ને પૈસામાં પલીતો... ... | ૮ | ૨૫૮ | ૧૩૦ |
| દીકરા મોટા થા પરણાવશું ... ... ... | ૨૫ | ૧૯ | ૧૫ |
| દીકરા આવ્યાની નવાઈ નથી, જીવ્યાની નવાઈ છે. | ૩ | ૫૮૮ | ૨૨૩ |
| દીઠે રસ્તે જવું ને દીઠે રસ્તે આવવું. ... ... | ૮ | ૧૯૧ | ૧૦૪ |
| દીવા પાછળ અંધારૂં. ... ... ... | ૪ | ૫૪ | ૪૨ |
| દુનીઆં ઝુકતી હે, ઝુકાનેવાલા ચાહીએ. ... | ૩ | ૪૬૦ | ૧૮૯ |
| દુનીઆં આંધળી નથી. ... ... ... | ૫ | ૪૫૯ | ૧૮૯ |
| દુઃખનું ઓસડ દહાડા. ... ... ... | ૬ | ૪૫૮ | ૧૮૯ |
| દૂધના દૂધમાં ને પાણીના પાણીમાં. .... ... | ૧૭ | ૧૨૧ | ૭૬ |
| દૂધ પુતના ધણી ખોટું કરે નહીં. ... ... | ૫ | ૩૭૫ | ૧૬૮ |
| *દૂધમાંથી પોરા કહાડે તેવો ડાહ્યો ... ... | | ૧૪૦ | |
| દૂબળું ભૂત કુસકે રળીઆત. ... ... .. | ૮ | ૨૪૬ | ૧૨૭ |
| દેખવું નહીં ને દાઝવું નહીં. ... ... ... | ૭ | ૭૨ | ૫૧ |
| દેખાય છે દેડકો પણ માંહેથી કાળો નાગ. ... | ૧૧ | ૩૬૦ | ૧૬૩ |
| દેડકાંની પાંચશેરી. ... ... ... ... | ૬ | ૬૯૩ | ૨૫૭ |
| *દે દાળમાં પાણી. ... ... ... | | ૪૯૬ | |
| દેવળનો ઘંટ જે આવે તે વગાડે. ... ... | ૭ | ૭૪૬ | ૨૮૩ |
| દેશ ચાકરી ને પરદેશ ભીખ.... ... ... | ૧૨ | ૨૧૩ | ૧૧૭ |
| દોરડીએ છેદાય છે પાકા કાળા પહાણ.... ... | ૮ | ૧૩૫ | ૮૩ |
| દંડ મુંડ ને ડહામ, એ રણછોડજીનાં કામ. ... | ૪ | ૬૪૭ | ૨૪૩ |
| ધણી ધણીઆણી રાજી તો કયા કરે મીઆં કાજી ... | ૮ | ૩૯૫ | ૧૭૩ |

| | સંખ્યા | નંબર | પાનું |
|---|---|---|---|
| ધણીની માનીતી હેયડી ગામ અભડાવે. ... | ૬ | ૪૭૧ | ૧૯૨ |
| ધણીને સુઝે ઢાંકણીમાં, પાડોસીને અરીસામાં પણ ન સુઝે. | ૭ | ૭૧ | ૫૦ |
| ધણી રે ધણી મ્હારા નિધણ ધણી, તું બેઠાં મ્હારે ચિંતા ઘણી. | ૮ | ૨૮૪ | ૧૩૭ |
| ધણી વગરનાં ઢોળ સુનાં ... ... ... | ૮ | ૪૮૩ | ૧૯૬ |
| ધપ્પો મારીને પાઘડી બંધાવવી ... ... | ૭ | ૧૭૯ | ૧૦૩ |
| ધર્મ કરતાં ધાડ થઇ ... ... ... | ૭ | ૬૫૭ | ૨૪૫ |
| ધર્મનાં મૂળ ઉંડાં છે... ... ... ... | ૯ | ૭૪૫ | ૨૮૩ |
| ધર્મની ગાયને દાંત શા જોવા? ... ... | ૬ | ૧૫૩ | ૯૩ |
| ધાનને આધારે ઢોકળું ચડે ... ... ... | ૪ | ૬૨૪ | ૨૩૩ |
| ધાન્ય ખાવું ધણીનું, ને ગીત ગાવાં વીરાનાં ... | ૨ | ૪૨૮ | ૧૮૧ |
| *ધાર્યું મનુષ્યનું ને કર્યું હરિનું તે વિષે ... | | ૧૪૨ | |
| ધાઇને મળીએ નહીં, ને અળગા રહીએ નહીં ... | ૪ | ૪૭૭ | ૧૯૪ |
| *ધીરજ રાખવા વિષે... ... ... ... | | ૯૬ | |
| ધુમાડાના બાચકા... ... ... ... | ૯ | ૪૬૪ | ૧૯૦ |
| ધુળગજ સારૂ વેર કરવું ... ... ... | ૪ | ૪૬૬ | ૧૯૧ |
| ધુળથી કાંકરા સારા ... ... ... | ૩ | ૬૦૩ | ૨૨૬ |
| ધુળ ધાણી ને વા પાણી ... ... ... | ૧૭ | ૬૦૦ | ૨૨૫ |
| *ધુળનોએ ખપ પડે ... ... ... ... | | ૭૩ | |
| ધુળમાંથી ધન પેદા કરવું ... ... ... | ૨ | ૪૬૭ | ૧૯૧ |
| ધોકે જાર બાજરી ... ... ... ... | ૧૭ | ૬૩ | ૪૬ |
| ધોબીના ઘરમાં ખાતર પડે તે ઘરાકનું જાય ... | ૫ | ૪૯૮ | ૧૯૧ |
| ધોલકા ધોલકા ક્યા કરતેહો, ચાર ભાઇ મીલકે બેઠે વહાં ધોલકા ... ... ... ... | ૬ | ૫૦૧ | ૨૦૧ |
| ધંધા ખાર બહુ ભુંડો ... ... ... | ૫ | ૩૨૭ | ૧૫૩ |
| *ધંધો કરે તો ધાન્ય મળે ... ... ... | | ૭ | |
| નકટા જોગીની જમાત ... ... ... | ૩ | ૩૩૩ | ૧૫૫ |
| નકટીનો વર જોગી. ... ... ... ... | ૧૩ | ૩૫૪ | ૧૬૧ |
| નગાર ખાનામાં તુતીનો અવાજ શો સંભળાય?... | ૧૮ | ૬૯ | ૪૯ |
| નફ્ટ મેહેમાન તેવો જ વર ધણી હોય તે વિષે.... | ૫ | ૭૨૫ | ૨૭૪ |
| નબળો સબળાને ગુણ કરે તે આટાલુણમાં જાય.... | ૭ | ૩૭ | ૨૮ |
| ન બોલ્યામાં નવ ગુણ. ... ... ... | ૧૩ | ૧૫ | ૧૨ |
| ન સુળીઉં ઝાડ, ઉડી જતાં વાર નહીં.... ... | ૬ | ૬૬૮ | ૨૫૦ |
| નરમ ગરમ થઈએ ત્યારે મેળ આવે. ... ... | ૬ | ૪૪૬ | ૧૮૬ |
| ન રહ્યા ઘરના કે ન રહ્યા ઘાટના ... ... | ૧૧ | ૧૯૦ | ૧૦૭ |
| નવ નેજાં પાણી ચડે, પત્થર ન ભીંજે કોર ... | ૮ | ૪૫ | ૩૬ |

| | સંખ્યા | નંબર | પાનું |
|---|---|---|---|
| નઘરો બ્રાહ્મણ નિત્ય કરે કે નિંદા કરે.... ... | ૧૨ | ૯૪ | ૬૦ |
| નવાબનું નગારૂં ત્યાં પુંજીઆનું તગારૂં ... ... | ૫ | ૬૮૩ | ૨૫૪ |
| નસિબ કોઇનાં વેચી ખાધાં છે? એક નર ને સો હુન્નર | ૬ | ૬૦૯ | ૨૨૮ |
| નસિબમાં હશે તે થશે. ... ... ... | ૧૪ | ૪૩૪ | ૧૮૨ |
| *નસીબ વિના ઉદ્યમ ચારી દેતું નથી તે વિષે. ... | | ૮ | |
| *નહીં કરવાનાં હજાર બ્હાનાં તે વિષે. ... ... | | ૯૦ | |
| નાહાનામાંથી મોટું થવાય ... ... ... | ૪ | ૪૮૨ | ૧૯૬ |
| નાહાને ભડકે દિવાળી ને મ્હોટે ભડકે હોળી. ... | ૩ | ૨૫૯ | ૧૩૧ |
| નાહાનો તો પણ રાઇનો દાણો ... ... | ૧૪ | ૪૩૬ | ૧૮૩ |
| નાક વાઢીને અપશુકન કરવા... ... ... | ૩ | ૨૨૯ | ૧૨૨ |
| નાચતું નહીં ત્યારે આંગણું વાંકું ... ... | ૪ | ૯૦ | ૫૯ |
| નાણું ચાડીઆની જીભમાં કે નવાબના ખજાનામાં... | ૩ | ૫૫૧ | ૨૧૪ |
| નાતરે જવું ને દહાડા ગાળવા તે છોકરાંની હાણ.... | ૪ | ૪૭૯ | ૧૯૫ |
| નાદાનની દોસ્તી જીવનું જોખમ. ... ... | ૧૬ | ૮૫ | ૫૬ |
| નામ રહે ગીતડે, કે ભીતડે... ... ... | ૪ | ૫૩૧ | ૨૦૯ |
| નામ લીધે પાપ જાય, કામ પડે જીવ જાય. ... | ૭ | ૨૨૫ | ૧૨૧ |
| *નિર્ધન સ્થિતિ વિષે.... ... ... ... | | ૪૧ | |
| *નીચને બોલાવવાથી ગેરફાયદા વિષે ... ... | | ૨૫૨ | |
| *નીચા કુળને કલંક નહીં ... ... ... | | ૨૩૯ | |
| નેવનાં પાણી મોભે જાય નહીં ... ... ... | ૬ | ૪૮૪ | ૧૯૬ |
| નેળનાં ગાડાં નેળમાં રહેતાં નથી ... ... | ૩ | ૪૮૫ | ૧૯૬ |
| નંદકળાથી દેવ નાસે... ... ... ... | ૫ | ૬૬૭ | ૨૪૯ |
| પગતળે બળે તે જુએ નહીં ને લંકા ઓલવવા જાય. | ૧૦ | ૪૨ | ૩૪ |
| *પગ મોળા પડી ગયા છે ... ... ... | | ૬૪૩ | |
| *પડી ટેવ તે ટળે નહીં તે વિષે ... ... | | ૧૪ | |
| પૃથ્વી ઉપર ચાલવું, પગમાં જોડા પેહેર્યા, એટલે : પૃથ્વી ચામડે મહડી લીધી જાણવી.... ... | ૫ | ૬૯૦ | ૨૫૬ |
| પ્રભુ જે કરે છે તે સારાંને માટે... ... ... | ૬ | ૪૫૩ | ૧૮૮ |
| પ્રભુ પાધરા તો વેરી આંધળા ... ... | ૧૪ | ૧૯૨ | ૧૦૯ |
| પરણ્યા નહીં હોઇએ, પણ પાંતે તો બેઠા હશું... | ૪ | ૬૩૨ | ૨૩૮ |
| પરમેશ્વરને ઘેર સૌ સરખું છે. ... ... | ૯ | ૭૧૨ | ૨૬૭ |
| પરમેશ્વર સબરમાં રાજી છે ... ... ... | ૮ | ૫૪૦ | ૨૧૧ |
| પરમેશ્વરે દાંત આપ્યા છે તે ચાવણું આપશે ... | ૭ | ૫૧૯ | ૨૦૬ |
| પરાણે પ્રીત થાય નહીં ... ... ... | ૧૨ | ૪૯૦ | ૧૯૮ |
| પરોણી નાતરે દેવી ... ... ... ... | ૬ | ૨૫૩ | ૧૨૯ |

| | સંખ્યા | નંબર | પાનું |
|---|---|---|---|
| પહેલે કોળીએ મક્ષિકા ... ... ... | ૫ | ૪૦૬ | ૧૭૬ |
| પહેલો સગો પડોશી ... ... ... | ૩ | ૫૭૨ | ૨૧૯ |
| પહોંચો મુકીને હાથ ચાટવો !... ... ... | ૪ | ૧૭૨ | ૧૦૦ |
| પાઘડી ભેંસ ચાવી ગઈ ... ... ... | ૫ | ૪૯૨ | ૧૯૯ |
| પાડાને દરદ ને પખાલીને ડામ ... ... | ૧૩ | ૧૧૬ | ૭૪ |
| પાણી પીને પૂછે ઘર ... ... ... | ૧૫ | ૧૬૦ | ૯૬ |
| પાણી પેહેલાં મોજાં ઉતારવાં... ... ... | ૧૭ | ૧૯૯ | ૧૧૨ |
| પાણી વલોવે માખણ ન નીકળે ... ... | ૧૮ | ૬૪ | ૪૭ |
| *પાદશાહનું પણ પરપુંઠે બુરૂં બોલાય ... ... | | ૪૯૯ | |
| પાપનાં બડબડીયાં બોલ્યા વગર રહે નહીં ... | ૯ | ૨૮૬ | ૧૩૮ |
| પારકી નિંદા કરનાર છિદ્ર શોધે ... ... | ૪ | ૫૦૨ | ૨૦૨ |
| પારકી પુંજીએ તહેવાર ઉઠ જમીએ બે વાર ... | ૨૫ | ૧૫૦ | ૯૧ |
| પારકી ભૂલ તરત દેખાય ... ... ... | ૮ | ૧૨૩ | ૭૮ |
| પારકે મ્હોડે પાન ચાવવાં ... ... ... | ૯ | ૫૪૮ | ૨૧૩ |
| પ્રાણ ને પ્રકૃતિ સાથે જવાનાં ... ... | ૨૧ | ૧૪ | ૧૧ |
| પાવો પાવાને પાપે જશે ... ... ... | ૩ | ૬૭૧ | ૨૫૧ |
| પાસો પડે તે દાવ, ને રાજા બોલે તે ન્યાય ... | ૫ | ૩૦૩ | ૧૪૩ |
| પીઠી ચોળે વર્ણ (રંગ) ન પાલટે ... ... | ૧૦ | ૧૪૭ | ૮૯ |
| પીરની માનતા મુજાવર વધારે ... ... | ૪ | ૨૧૨ | ૧૧૬ |
| પીળું એટલું સોનું નહીં ... .. ... | ૫ | ૧૬૩ | ૯૮ |
| પૂછતા નર પંડિત ... ... ... | ૮ | ૪૯૮ | ૨૦૧ |
| પુંઠ પાદશાની ... ... ... ... | ૪ | ૪૯૯ | ૨૦૧ |
| પુત્રનાં લક્ષણ પારણામાંથી જણાય ... ... | ૮ | ૧૦૫ | ૬૮ |
| પેટ કરાવે વેઠ (પેટને માટે માણસને ઉદ્યોગ કરવા ફરજ પડે છે તે વિષે) ... ... ... | ૧૦ | ૨૩૨ | ૧૨૩ |
| *પેટ ચોળી શૂળ પેદા કર્યું ... ... ... | | ૫ | |
| 'પેટથી સૌ હેઠ' પેટ દુનીઆમાં સૌથી વહાલું છે. | ૧૯ | ૨૩૦ | ૧૨૨ |
| પેટનો બળ્યો ગામ બાળે ... ... ... | ૪ | ૬૩૮ | ૨૪૧ |
| પેટ પેટ અવરણી નહીં ... ... ... | ૪ | ૩૬૬ | ૧૬૫ |
| પેટમાં તે પેટીમાં ને હોઠ બહાર તે કોટ બહાર | ૮ | ૯૫ | ૬૦ |
| પ્રેમની પીડામાં વૈદું ચાલે નહીં ... ... | ૮ | ૨૩૭ | ૧૨૫ |
| પ્રેમ આંખમાં ઝળકે ... ... ... | ૧૨ | ૨૩૫ | ૧૨૪ |
| પૈસા ધીરીને માગે તે દુશ્મન... ... ... | ૬ | ૨૧૭ | ૧૧૮ |
| *પૈસાના મહિમા વિષે. ... ... ... | | ૪૦ | |
| પૈસાનો ખપ, ઉપયોગ તથા તેનાં દુઃખ વિષે ... | ૨૦ | ૫૦૩ | ૨૦૨ |

| | સંખ્યા | નંબર | પાનું |
|---|---|---|---|
| *પૈસા માગવા જાય ત્યારે માગનારને જવાબ આપે છે તે સંબંધી ... ... ... ... | | ૨૧૮ | |
| પૈસો દુર્ગુણ શિખવે છે ... ... ... | ૬ | ૫૦૫ | ૨૦૩ |
| પૈસો પગ કરીને જાય છે ... ... ... | ૪ | ૫૦૪ | ૨૦૩ |
| પૈસો વધતો જાય તેમ લોભ વધતો જાય ... | ૮ | ૩૮૦ | ૧૬૯ |
| પોચું દેખી સહુ દબાવે ... ... ... | ૧૫ | ૧૫૧ | ૯૨ |
| *પોતાના ડહાપણનું માન સૌને તે વિષે ... | | ૧૨૫ | |
| *પોતાની પાસે હોય તે બાબત વિચાર નહીં, ને દૂરની વાતો કરે તે વિષે ... ... ... | | ૪૨ | |
| *પોતાની મતલબ સરતી હોય તો બીજાનું ગમે તેમ થાઓ તે વિષે ... ... ... ... | | ૨૪ | |
| *પોતાનું તે સારૂં મનાય છે તે વિષે ... ... | | ૧૨૪ | |
| પોતાનું રાખે ને પારકું તાકે ... ... ... | ૬ | ૧૭૫ | ૧૦૨ |
| પોતીઆં બગડી જાય છે ... ... ... | ૧૩ | ૨૭૪ | ૧૩૪ |
| પોથીમાંનાં રીંગણાં ... ... ... ... | ૧૧ | ૩૦ | ૨૧ |
| *પંચ કહે તે પરમેશ્વર બોલ્યા... ... ... | | ૧૦૪ | |
| પંચ મા બાપ છે, પણ મ્હારી ખીલી ખસે નહીં... | ૭ | ૪૪૫ | ૧૮૬ |
| પંડ રળે તે પેટ ભરાય, ધન રળે તે ઢગલો થાય. | ૮ | ૪૮૯ | ૧૯૮ |
| પંડ્યો કહે છે પંડાણીને,-સાંભળ મારી વાણી ... | ૪ | ૪૯૬ | ૨૦૦ |
| પંડાણીનો પરીઓ જાણે, દીકરાનું નામ દાકદીઓ. | ૩ | ૬૬૯ | ૨૫૧ |
| પંથવર ભાગે હાડ, બીજવર લડાવે લાડ ... | ૩ | ૭૨૯ | ૨૭૬ |
| ફુટે મેં પાળ, તુટે મેં શિર, બીચમે મેરા ચાંદ ભાઈ.... | ૪ | ૫૦૮ | ૨૦૪ |
| ફાંસ કહાડતાં પેસે સાલ ... ... ... | ૯ | ૪૬ | ૩૭ |
| ફુટેલા કુહલ્લામાં ઘી ભરવું ... ... ... | ૮ | ૨૪૮ | ૧૨૮ |
| ફુલ નહીં ને ફુલની પાંખડી.... ... ... | ૩ | ૫૨૯ | ૨૦૮ |
| ફુવેડના મેલ ફાગણ મહિને ઉતરે ... ... | ૮ | ૬૧૯ | ૨૩૨ |
| ફુઇની ખારેક આંખ કહાડે ... ... ... | ૩ | ૫૦૯ | ૨૦૪ |
| *બચકારે આવે ને ડચકારે જાય ... ... | | ૧૨૧ | |
| બરોબરીઆથી સ્નેહ કરવા વિષે ... ... | ૩ | ૭૫૧ | ૨૮૫ |
| *બહુ ચળકે તે તુરત ઓલાય તે વિષે ... ... | | ૧૪૩ | |
| બહુ ડાહ્યો ત્રણ ઠેકાણે ખરડાય ... ... | ૧૫ | ૧૪૦ | ૮૬ |
| બહુ તાંતણ બળીઉં ... ... ... | ૧૩ | ૫૫ | ૪૩ |
| બહુ ફુલે તે કરમાવા ... ... ... | ૬ | ૧૯૧ | ૧૦૯ |
| *બહુ ભેળાસારાથી માન ઘટે છે તે વિષે ... ... | | ૧૫૮ | |
| બહુ હસવું તે રોવાને ... ... ... | ૪ | ૫૧૪ | ૨૦૫ |

